

મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ–અમદાવાદ.
મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૧૧૯૦

સંવત: ૧૯૮૦

*

પ્રત: ૧૦૦૦

પ્રકાશક,

**નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ**

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન

**ભાવનગર.**

# નિવેદન

અમારી સંસ્થા તરફથી 'ભગવાન્ બુદ્ધ' તો ક્યારનું જનસમાજ પાસે પહોંચી ગયું છે. આજે એ જ બુદ્ધ પ્રભુ એક બીજા હાથના રંગથી રંગાઈને 'તથાગત'માં બહાર આવે છે. તથાગતનું ચરિત એટલું તો લોકોત્તર અને મોહક છે કે જુદા જુદા લેખકોને તેમાં કંઇ કંઈ નવીનતા દેખાયાજ કરે, અને સૌ કોઈ પોતાની દૃષ્ટિથી તેનું કથન કરવા પ્રેરાય જ. 'તથાગત' પણ અમુક અંશે આવી પ્રેરણાનું પરિણામ ગણી શકાય એટલે જેણે 'ભગવાન્ બુદ્ધ' વાંચ્યું હશે તેને પણ 'તથાગત' માંથી ઘણું નવું મેળવવાનું તો રહે છે જ.

આખા પુસ્તકમાં ' તથાગત 'ના જીવનની આસપાસ જે લોકોત્તરતા પથરાઈ રહી છે, તેના પરિચયથી વિદ્યાર્થી-જીવનમાં ધર્મવૃત્તિ પોષાય એટલું આ પુસ્તકનું ધર્મશિક્ષણ-માં સ્થાન છે. ઉપરાંત, પુસ્તકનું વસ્તુ, વસ્તુની ગોઠવણ, લખવાની શૈલિ વગેરે જોતાં તો માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ માટે ધીર વચનના એક સારા પુસ્તક તરીકે પણ આ પુસ્તકને જરૂર આગળ મૂકી શકાય.

' તથાગત 'નો પંથ તો આપણા દેશમાંથી પરવારીને ચાલતો થયો છે, પરંતુ 'તથાગત'નું પુણ્ય ચરિત ઉગતી પ્રજામાં નવચેતન રેડશે એવી અમને આશા છે.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ,
નિયામક.



સીલોનના મીસીસ મ્યુઝીસ હીગીન્સની જાતકમાળાનો અનુવાદ ઈ. સ. ૧૯૨૦ માં શ્રી. પ્રભુદાસ પ્રાણજીવનદાસ તરફથી બહાર પડયો હતો, તે વેળા એ જ પુસ્તકના આધારે 'તથાગત'નું આ ચરિત લખવામાં આવ્યું હતું. એ પુસ્તકમાંથી એટલો ભાગ લેખકની પરવાનગીથી અહિં જૂદા પુસ્તકાકારે છાપવામાં આવ્યો છે.

# અનુક્રમણિકા

## તથાગત


| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|
| ૧ માયા દેવીનું સ્વપ્ન. ... ... ... | ૨ |
| ૨ સિદ્ધાર્થનો જન્મ. ... ... ... | ૪ |
| ૩ કુમાર સિદ્ધાર્થ. ... ... ... | ૭ |
| ૪ કુમાર સિદ્ધાર્થનું લગ્ન. ... ... ... | ૧૧ |
| ૫ મહાભિનિષ્ક્રમણ. ... ... ... | ૧૬ |
| ૬ કંથક ઉપરની છેલ્લી સવારી. ... ... | ૨૭ |
| ૭ યાત્રી. ... ... ... ... | ૩૦ |
| ૮ બોધિવૃક્ષ નીચે. ... ... ... | ૪૦ |
| ૯ ભગવાન્ બુદ્ધનો પ્રથમ ધર્મોપદેશ. ... ... | ૪૪ |
| ૧૦ નવા શિષ્યો. ... ... ... | ૪૯ |
| ૧૧ યશોધરા. ... ... ... ... | ૫૪ |
| ૧૨ રાહુલ. ... ... ... ... | ૫૮ |
| ૧૩ જીતવન. ... ... ... ... | ૬૦ |
| ૧૪ પરિનિર્વાણ ... ... ... ... | ૬૨ |




# તથાગત



'તુષિત' નામના સ્વર્ગમાં બોધિસત્ત્વ પૃથ્વી ઉપરના પોતાના છેલ્લા જન્મની રાહ જોતા બેઠા હતા.

મૃત્યુ લોકમાં જગદ્‌ગુરૂના આગમન સૂચક પાંચ ચિન્હો દેખાતાં હતાં. દેવોએ એ ચિન્હો જોયાં અને બોધિસત્ત્વને એ વાત નિવેદન કરી. ભગવાન્ બોધિસત્ત્વ ધર્મચ્શયા નામના મંદિરમાં ગયા અને 'સદ્ધર્મ' સિંહાસન ઉપર બેસી તુષિત સ્વર્ગવાસી દેવોને ઉપદેશ આપ્યો.

દેવોમાંના કેટલાક સ્વર્ગ છોડી મૃત્યુલોકમાં આવ્યા અને બ્રાહ્મણરૂપે 'પ્રત્યેક' બુદ્ધને બોધિસત્ત્વના આગમનની વાત કરી.

બોધિસત્ત્વે સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં જોયું અને પોતાને જન્મ લેવાને યોગ્ય વિશુદ્ધ કુળની શોધ કરવા લાગ્યા. હિમાલયની તળેટીમાં રોહીણી નદીના તીરે કપિલવસ્તુમાં રાજ્ય કરતા શાકયોના મહારાજા ઉપર એમની નજર ઠરી.

એ મહારાજાનું નામ શુદ્ધોદન હતું. એમનું કુળ વિશુદ્ધ હતું. રાજા શુદ્ધોદનની પત્ની માયાદેવી ઉત્તમ શીળ-

વાળી હતી; એ જ કમલાક્ષી માયાદેવી ભગવાન્ બુદ્ધની માત
થવાને યોગ્ય હતી.

---

૧

## માયાદેવીનું સ્વપ્ન.

જગદ્‌ગુરૂના આગમનનાં અદ્‌ભૂત ચિન્હો દેખાતાં હતાં.
જંબુદ્વીપમાં કપિલવસ્તુ નગરમાં મહારાજા શુદ્ધોદનના રાજ-
મહેલમાં સર્વત્ર આનંદ થઈ રહ્યો હતો.

ઋષિ મુનિઓએ ભવિષ્ય ભાખ્યું હતું કે મહારાજા
શુદ્ધોદનને ત્યાં જગદ્‌વંદ્ય પુત્રનો જન્મ થવાનો છે.

રાજમહેલના બગીચામાં અકાળે પુષ્પાગમ થયો હતો;
કદી નહિ જોયેલાં એવાં ચિત્ર વિચિત્ર પંખીઓ રાજમહેલના
બગીચામાં કલરવ કરી રહ્યાં હતાં; વૃક્ષો પકવ ફળથી
લચી રહ્યાં હતાં; રાજમહેલનાં વાજીંત્રો કોઈ દૈવી સ્પર્શથી
વાગતાં હોય તેમ અદ્‌ભુત ગાન સંભળાવી રહ્યાં હતાં.

વૈશાખ માસની પૂર્ણિમા હતી. ધવલ આકાશમાં શ્વેત
ચંદ્ર પૃથ્વીતલ ઉપર કૌમુદી વરસાવી રહ્યો હતો. માયાદેવી
પોતાના મહેલના ભવ્ય ઓરડામાં સુશોભિત પલંગ

ઉપર અનેક દાસીઓથી સુરક્ષિત સૂતી હતી. તે રાત્રે માયાદેવીને સ્વપ્ન આવ્યું.

સ્વપ્નમાં તેણે જોયું કે સ્વર્ગદ્વારેથી હિમગિરિ ઉપરના બરફ જેવો શ્વેત હાથી, કમળ પુષ્પો ઉપર થઇને ઉતરી આવ્યો અને જમણી બાજુએથી તેની કુખમાં પ્રવેશ્યો, અને તે જ વખતે માયાદેવીએ સ્વપ્નમાં સાંભળ્યું કે "મૃત્યુલોકના માનવીઓ, શ્રવણ કરો: ભગવાન્ બુદ્ધ જગતના પરિત્રાણાર્થે પૃથ્વી ઉપર પધારે છે."

સ્વપ્નમાંથી માયાદેવી જાગૃત થયાં; એમના મનમાં કોઈ અવર્ણનીય આનંદ થતો હતો.

માયાદેવી પલંગ ઉપરથી ઉઠયાં, અને વસ્ત્રાલંકારથી સુસજ્જીત થઈ સ્વસ્થ ચિત્તે પોતે અશોકવાટિકામાં ગયાં અને મહારાજા શુદ્ધોદનને ત્યાં આવવાનો સંદેશ મોકલ્યો.

મહારાણીના મુખ ઉપર અપ્રતીમ દૈવી તેજ ઝળકુળી રહ્યું હતું. રાજા શુદ્ધોદને આવી મહારાણીને નમન કર્યું અને પછી અચાનક બોલાવવાનું કારણ પૂછયું.

માયાદેવીએ પોતાના સ્વપ્નની સઘળી વાત મહારાજાને કરી. વેદશાસ્ત્રમાં પ્રવીણ બ્રાહ્મણોને એ સ્વપ્નનો અર્થ ઉકેલવાને માટે તેડાવવામાં આવ્યા. પંડિતોએ સ્વપ્ન સાંભળી કહ્યું, "વિજય હો મહારાજાનો અને મહારાજ્ઞીનો, મહારાજ્ઞીના ઉદરથી જગદુદ્ધારક ભગવાન બુદ્ધનો જન્મ થશે."

૨.

## સિદ્ધાર્થ જન્મ

માયાદેવીને માટે એક જૂદો મહેલ બાંધવામાં આવ્યો, અને ત્યાં મહારાણી અનેક દાસ દાસીઓ સહિત રહેવા લાગ્યાં. એમનો મહેલ અનેક દુઃખી થતા મનુષ્યોનું આશ્રય-સ્થાન થઈ પડ્યો; કારણ કે ભૂખ્યાં અને દુઃખી થતાં મનુષ્યોને તે હમેશાં સહાય કરતાં હતાં.

રાજોદ્યાનમાંના પુષ્પોની સુગંધ હરી લઈ શીતળ પવન મંદમંદ વહેતો હતો; સંગીતાલયમાંથી વીણાનો આહ્લાદ આપતો મધુર સ્વર કર્ણગોચર થતો હતો; માયાદેવીને સ્વપ્ન આવ્યાંને આજે દશ માસ થઈ ગયા હતા.

માયાદેવીના પોતાના જન્મ વખતે તેના પિતા સુપ્રબુદ્ધે માયાદેવીની માતા માટે તૈયાર કરાવેલા 'લુંબિની' નામના વનમાં જવાની આ વખતે મહારાણીએ પોતાની ઇચ્છા જણાવી. પુષ્પાચ્છાદિત માર્ગમાં થઇ મહારાણી 'લુંબિની' વનમાં જઈ શાલ વૃક્ષ નીચે ઉભાં રહ્યાં. વૃક્ષે પોતાની એક વિશાળ શાખા ભગવાન્ બુદ્ધની માતા માટે નીચે નમાવીને મહારાણી ઉપર પુષ્પવૃષ્ટિ કરી. એ વૃક્ષશાખાને અવલંબી મહારાણી ત્યાંજ ઉભાં રહ્યાં અને નીચે પડેલાં પુષ્પની શય્યામાં કુમાર સિદ્ધાર્થનો જન્મ થયો!

જન્મ થતાંની સાથે જ કુમારે પૂર્વ દિશા તરફ સાત ડગલાં ભર્યાં અને બોલ્યા, "સત્કર્મ મારા જીવનનો મહામંત્ર થશે." પછી તેઓ દક્ષિણ દિશા તરફ વળ્યા અને બોલ્યા, "મનુષ્ય અને દેવો મને યોગ્ય સાન્માન આપશે." પછી પશ્ચિમ દિશા તરફ ફરી તેઓ બોલ્યા, "મૃત્યુલોકમાં આ મારો છેલ્લો જન્મ છે. જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુનો હું નાશ કરીશ." ઉત્તર તરફ જોઇ તેઓ બોલ્યા, "સર્વ ભુતપ્રાણીઓમાં મારો જીવનવ્યવહાર અદ્વિતીય રહેશે." પછી પૃથ્વી માતા તરફ નીચે દૃષ્ટિ કરી ભવ્યતાથી બોલ્યા, "પાપ માત્રનો હું નાશ કરીશ, ધર્મનું સામ્રાજ્ય સ્થાપીશ, જેથી સર્વત્ર શાંતિ શાંતિ છવાઈ રહેશે." સ્વર્ગ તરફ તેમણે ઉંચી દૃષ્ટિ કરી અને બોલ્યા, "સ્વર્ગના દેવો પણ મને જ નિહાળી રહેશે."

કુમારનો જન્મ થતાંની સાથે આકાશમાં દુંદુભિ વાગ્યાં, દેવોએ પુષ્પની વૃષ્ટિ કરી અને પૃથ્વી સગર્વ ધ્રુજી.

કુમારના જન્મના ખબર મહેલમાં પહોંચતાં સોનાની પાલખી મહારાણીને લેવા માટે મોકલવામાં આવી. આખા શહેરમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. કુમારને અને મહારાણીને આદર આપવા મોટા ઉત્સવોની તૈયારીઓ થવા લાગી. રાજા શુદ્ધોદનના હર્ષનો તો પાર જ નહોતો.

મહેલમાં પહોંચ્યા પછી મનુષ્યોનાં ટોળાં કિંમતી ભેટો અને વિધવિધ ચીજ લઈને કુમારનાં દર્શને આવ્યાં.

મહારાજાએ પંડિતોની સભા બોલાવી અને કુમારના જન્માક્ષર જોવરાવ્યા. પંડિતોએ જોશ જોઈ એકે અવાજે નિવેદન કર્યું કે "કુમાર સમર્થ જગદુદ્ધારક થશે. હજારો વર્ષે એક વખત જ આવા જગદ્‌ગુરૂનું આગમન થાય છે. કુમાર સમગ્ર મૃત્યુલોક ઉપર સામ્રાજ્ય ભોગવશે."

એ કુમારનું નામ "સિદ્ધાર્થ" પાડવામાં આવ્યું અને નામાભિકરણના શુભ પ્રસંગે પુષ્કળ પુણ્યદાન કરવામાં આવ્યું.

હિમાલયના શિખર ઉપર એક એકાંત પર્ણકુટીમાં અસિત નામના ઋષિ રહેતા હતા. સંસારથી વિરક્ત થઈ પ્રભુ સ્મરણમાં જ તે પોતાનું અવશેષ જીવન ગાળતા હતા. સ્વર્ગના દેવોને મ્હોંયેથી કુમાર સિદ્ધાર્થની સ્તુતિ સાંભળી એમણે એમના ભત્રીજા નરદત્તને કહ્યું "ચાલો આપણે કપિલવસ્તુ જઇએ, ભગવાન્ બુદ્ધનો જન્મ થયો છે."

રાજા શુદ્ધોદનના મહેલે અસિત ઋષિ આવ્યા અને કુમાર સિદ્ધાર્થનું અર્ઘ્યથી પાદપૂજન કરી તેમના ચરણમાં નમન કર્યું. એમની પ્રદક્ષિણા કરી અને એ બાળકુમારને પોતાના હાથમાં લીધા.

અસિત ઋષિએ અંતર્દષ્ટિથી ભગવાન બુદ્ધનાં દર્શન

કર્યાં અને આંખમાં આંસુ લાવી ગંભીર સ્વરે બોલ્યા: "મહારાજા, જો આ કુમાર રાજ્ય કરશે તો સમગ્ર પૃથ્વીના તે સમ્રાટ થશે; પરંતુ જો તે સંસાર ત્યાગશે તો "તથાગત" —"બુદ્ધ" થશે. અરે પ્રભુ ! હું હવે ઘરડો થયો છું અને મારી આંખોએ કુમારને બુદ્ધ દશાએ પહોંચેલા જોઈ શકીશ નહિ. પરંતુ મને એમના જન્મનાં દર્શન થયાં છે એથી હું હવે શાંતિમાં મરણ પામીશ."

આટલું બોલી તેઓ ઘડીભર શાંત રહ્યા. થોડી પળ પછી વળી રાજા શુદ્ધોદનને સંબોધી તેઓ બોલ્યા "મહારાજા આવું સુકુમાર પુષ્પ હજારો વર્ષે એક જ વખત પ્રફુલ્લે છે. અહો ભાગ્ય છે તારાં, અને તારા આખા રાજ્યનાં; પરંતુ અફસોસ! મહારાણી માયાદેવી સાત દિવસ પછી સ્વર્ગ લોકમાં જશે." આટલું કહી ઋષિ અદૃશ્ય થઈ ગયા!

કુમારના જન્મ પછી સાતમે દિવસે મહારાણી માયાદેવી અનંત શાંતિમાં સૂતાં.

---

## ૩

## કુમાર સિદ્ધાર્થ.

મહારાણી માયાદેવીનાં બેન દેવી પ્રજાપતિએ પોતાના જ પુત્ર સમાન ગણી કુમાર સિદ્ધાર્થને ઉછેર્યો. કુમાર દિવસે

દિવસે મોટા થવા લાગ્યા. તેમનું બાલ્યજીવન નમ્ર, વિવેકી અને સ્નેહભીનું હતું. વિશ્વામિત્ર ગુરૂને ત્યાં અભ્યાસાર્થે કુમારને મૂકવામાં આવ્યા. લલિત વિસ્તારમાં વર્ણવામાં આવ્યું છે, કે કુમારે જ્યારે વિદ્યાલયમાં પ્રવેશ કર્યો ત્યારે પાષાણની વિવિધ દેવમૂર્તિઓ સજીવ થઈ અને કુમારના પગમાં પડી.

ગુરૂ વિશ્વામિત્રે પણ કુમારની અદ્વિતીય તેજ:પૂંજ મૂર્ત્તિ ઓળખી. ગણિતશાસ્ત્રમાં કુમારે ગુરૂ કરતાં પણ સવિશેષ જ્ઞાન સંપાદન કર્યું. બાળસ્વરૂપમાં ભગવાન્ બુદ્ધને ઓળખી વિશ્વામિત્ર ગુરૂએ કહ્યું, "ભગવાન્, આપ ગુરૂઓના પણ ગુરૂ છો. આપના વિશાળ જ્ઞાનનો પરિચય કરાવવા જ આપ મારે ત્યાં પધાર્યા છો. આપના ચરણોમાં હજારો નમન હો."

શાસ્ત્રાભ્યાસની સાથે કુમારે અશ્વવિદ્યા તથા ધનુર્વિદ્યામાં પણ કુશળતા મેળવી.

કુમાર વારંવાર એકાદ વૃક્ષ તળે બેસતા અને વિચારમાં તલ્લીન બનતા; પરંતુ તેના પિત્રાઈ ભાઈ દેવદત્તને તો રમત જ વધારે ગમતી.

એક દિવસ રાજા શુદ્ધોદન કુમાર સિદ્ધાર્થને લઇને વસંતોત્સવમાં ગયા. ખેતરોમાં બળદો આનંદથી ખેડતા હતા; ખેડુત આનંદપૂર્ણ ચિત્તે હળ હાંકતો હતો; વૃક્ષઘટામાં થઈને નદી ખળખળાટ વહી જતી હતી; વૃક્ષડાળીમાં

વિવિધ પંખીઓ આનંદગીતમાં મ્હાલી રહ્યાં હતાં; આ સઘળું જોઇ કુમારને બહુ જ આનંદ થયો. તેણે વિચાર્યું, "ઓહો સંસાર કેવો સુખમય છે!" પણ તુરતજ તેમણે એક દુ:ખની ચીસ સાંભળી. એક બાજ પક્ષી નાના પંખીને પકડી લઈ જતું હતું. તેમના મનમાં વિચાર આવ્યો, "હાય, આ કેવું ભયાનક! સશક્ત પ્રાણી અશક્ત પ્રાણીના ભક્ષણથી પોતાનું જીવન ટકાવે છે" તેમનું અંતઃકરણ દયાથી પીગળી ગયું. અશક્ત પ્રાણીઓને સહાય કરવાની તેમને ઈચ્છા થઇ.

એક વખત એક વિશાળ જંબુવૃક્ષ નીચે કુમાર વિચાર-સાગરમાં લીન થયા હતા મધ્યાન્હ થઇ ગયો હતો, પરંતુ વૃક્ષનો છાંયો કુમાર ઉપરથી ખસ્યો નહોતો. આ ચમત્કાર રાજા શુદ્ધોદને જોયો. આ જોઈ રાજા આશ્ચર્યચકિત થયો. તુરતજ અસિત ઋષિના શબ્દો તેને યાદ આવ્યા અને તેણે કુમારને અંતરથી નમન કર્યું. વૃક્ષઘટામાંથી છૂપો અવાજ થયો. "જ્યાં સુધી કુમારનું હૃદય ચિંતાગ્રસ્ત છે ત્યાં સુધી મારી છાયા હું ખસેડીશ નહિ."

એક વખત કુમાર વાટિકામાં વિચારપૂર્ણ ચિત્તે બેઠા હતા, તેવામાં એક હંસનું ટોળું તેમના ઉપર થઈને ઉડી જતું હતું. ધનુર્વિદ્યામાં પ્રવીણ દેવદત્તે હંસોના રાજા તરફ એક બાણ માર્યું અને ઘાયલ થયેલો, લોહીલુહાણ રાજહંસ,

કુમાર બેઠા હતા તે ઉદ્યાનમાં પડયો. કુમાર સિદ્ધાર્થની વિચારમાળા તૂટી. તે એકદમ ઉભા થઈને દોડયા. રાજહંસને એમણે પોતના ખોળામાં લીધો અને પોતાના હાથથી એને પંપાળવા લાગ્યા. કંપિત હૃદયે કુમારે તેના શરીરમાંથી બાણુ ખેંચી લીધું અને મધુયુક્ત શીતળ પાનનો પાટો ઘા ઉપર બાંધ્યો. બાણવેદનાના અનુભવાર્થે કુમારે પોતાના હાથ ઉપર બાણુની અણી ભોંકી; તેનું દયાપૂર્ણ હૃદય કંપી ઉઠયું. તે બહુજ સંભાળથી રાજહંસની સેવા કરવા લાગ્યા. એટલામાં દેવદત્તના માણુસો ત્યાં આવી પહોંચ્યા અને કુમાર સિદ્ધાર્થ પાસે રાજહંસની માગણી કરી.

પરંતુ રાજહંસને છાતી સાથે ચાંપતા કુમારે જવાબ આપ્યો, "તમારા સ્વામી દેવદત્તને કહેજો કે હંસ મરી ગયો નથી. મેં તેને સજીવ કર્યો છે અને તેથી એ હવે મારો છે. પ્રેમ અને દયાએ એ હંસ ઉપર મારો હક સાબીત કર્યો છે. તમારા સ્વામીને જો આથી સંતોષ ન થાય તો કહેજો કે મહારાજા પાસે ફરીયાદ કરે. પ્રાજ્ઞ પુરૂષો એનો ન્યાય કરશે."

દેવદત્તે ફરીયાદ કરી અને કુમારને ન્યાય મળ્યો. મારી નાંખવાનો પ્રયત્ન કરનારા કરતાં જીવાડવાનો પ્રયત્ન કરનારાનો એ રાજહંસ ઉપર સબળ હક સંભવે!

## ૪

# કુમાર સિદ્ધાર્થનું લગ્ન.

કુમારને ૧૯ વર્ષ થયાં હતાં. તેમનો દેહ કોમળ છતાં સુદૃઢ જણાતો હતો; તે નમ્ર છતાં ભવ્ય દેખાતા હતા અને એક શૂરવીર યોદ્ધાની માફક એમના જીવનમાં શૌર્ય તરવરતું હતું.

પ્રાજ્ઞ પુરૂષોએ રાજા શુદ્ધોદનને કહ્યું કે "સિદ્ધાર્થ કુમારને પરણાવવાનો સમય હવે થઈ ગયો છે; કાંતો તે સમસ્ત જગતના ચક્રવર્તી રાજા થશે અથવા તો સર્વવિજેતા 'તથાગત' થશે."

પોતાનો વ્હાલો પુત્ર પોતાની ગાદી દીપાવે એ જ રાજા શુદ્ધોદનની અંતરની મહેચ્છા હતી. તેણે કુમાર સિદ્ધાર્થને લગ્નની વાત જણાવી. કુમારે આ સાંભળી કહ્યું, "પિતાજી, મને પરણાવવાની આપની ઈચ્છા હોય તો મારી સાથે પરણનાર સ્ત્રી, સમસ્ત સ્ત્રી જાતિમાં ભૂષણરૂપ, મારાં મૃત-માતા સમાન સર્વગુણસંપન્ન હોવી જોઈએ. જો એવી કોઇ કુમારિકા મળે તો આપની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છું."

આ ઉપરથી રાજા શુદ્ધોદને ઢોલ પીટાવી સમસ્ત પ્રજા-જનને જાહેર કર્યું કે "કપિલવસ્તુ અને આસપાસના પ્રદેશની સર્વ સુકુમાર કુમારિકાઓને કુમાર સિદ્ધાર્થ ઈનામ

આપવાના છે માટે સૌએ આવવું." સુંદર ઇનામની લાલચે વિવિધ વસ્ત્રાભૂષણથી અલંકૃત અનેક કુમારિકાઓ એકઠી થઈ.

કુમાર સિદ્ધાર્થ એક ભવ્ય આસન પર વિરાજ્યા હતા. ઘણી સુકુમાર બાલાઓ ત્યાંથી ઈનામ લઈલઈને ચાલી જવા લાગી પણ તેમાંની એકેને દેખીને કુમારનું મન મુદિત થયું જ નહિ. થાકને લીધે કુમાર આસન ઉપર જરાક ઢળ્યા. ઈનામ લઇને પસાર થતી કુમારિકાઓમાંથી છેલ્લે મધુર અવાજ સંભળાયો "હું સૌથી છેલ્લી છું, મને ઇનામ મળશે ?"

કુમાર સિદ્ધાર્થ ચમક્યા. પૂર્વ જન્મની સ્મૃતિઓ તેમની આંખ આગળ ખડી થઈ. રાજા સુપ્રબુદ્ધની પુત્રી યશોધરાને એણે ઓળખી. આંખે આંખ મળી. કુમાર સિદ્ધાર્થે પોતાની આંગળી ઉપરની વીંટી કાઢી અને "કુમારી, મારી ખાતર આ પહેરો" એમ કહી તે એના હાથમાં મૂકી. બન્નેએ પોતપોતાના હૃદયમાં કોઈ અવર્ણનીય લાગણી અનુભવી.

રાજાના સહચરોએ કુમાર સિદ્ધાર્થ અને કુમારી યશોધરાના અંતરના ભાવ મહારાજા શુદ્ધોદન પાસે જાહેર કર્યા. મહારાજાએ યશોધરાના પિતાને કિંમતી ભેટો સાથે એ વાતના ખબર આપ્યા.

રાજા સુપ્રબુદ્ધે જણાવ્યું "મારી પ્રિય પુત્રી યશોધરાને વેદીયા ઢોર જેવા યુવક સાથે પરણાવવાની મારી ઈચ્છા નથી.

યશોધરાનું લગ્ન તો એનું સર્વાંશે રક્ષણ કરનાર કોઇ સશક્ત રાજકુમાર સાથે જ થશે."

કુમાર સિદ્ધાર્થને આ વાત સાંભળી હસવું આવ્યું અને એણે મહારાજાને કહ્યું "પિતાજી, સાત દિવસનો એક મહોત્સવ ઉજવાવો અને દરેક બહાદૂર રાજકુમારને એમાં આમંત્રો. યુદ્ધકલાની પરીક્ષા લેવરાવો અને એ પરીક્ષામાં જે ઉત્તીર્ણ થાય તે જ કુમારી યશોધરાને પરણે."

મહારાજાને આ વાત ગમી. કપિલવસ્તુમાં મહોત્સવની તૈયારીઓ થવા લાગી અને અનેક રાજકુમારો એકઠા થવા લાગ્યા. કપિલવસ્તુની શોભા અદ્વિતીય હતી. સર્વ તૈયારીઓ થઇ ચૂકી. કુમારી યશોધરા સુવર્ણ રથમાં ભાવી પતિની આશામાં રાહ જોતી બેઠી હતી; એના હૃદયમાં મંથન ચાલતું હતું "મને વીંટી આપનાર કુમાર જીતશે?" કુમાર સિદ્ધાર્થની નજર કુમારિકા યશોધરાના લજ્જાચ્છાદિત મુખ ઉપર પડી. કુમારિકા યશોધરા વધારે શરમાઈ.

યુદ્ધકલાનું પ્રદર્શન શરૂ થયું. ધનુર્વિદ્યા વિશારદ દેવદત્તે અપ્રતિમ પરાક્રમ દાખવ્યું; પરંતુ કુમાર સિદ્ધાર્થનો વારો આવ્યો ત્યારે પોતાના બાહુબળના અદ્વિતીય પરાક્રમથી એણે સર્વ રાજકુમારોને ઝાંખા કરી નાંખ્યા.

ધનુર્વિદ્યા પછી શસ્ત્રવિદ્યાની પ્રવીણતા દાખવવાની શરૂઆત થઇ. દેવદત્ત, નંદ, અર્જુન આદિ શસ્ત્રકળામાં નિપુણ

રાજકુમારોએ એક જ ઘાથી તાલ વૃક્ષને જમીનદોસ્ત કર્યું; પરંતુ સિદ્ધાર્થે એક વૃક્ષયુગલ જોયું અને તે ઉપર એક સખ્ત ઘા કર્યો. બન્ને વૃક્ષો એક સાથે પૃથ્વી ઉપર ઢળ્યાં અને કુમાર સિદ્ધાર્થના નામનો જયઘોષ થઈ રહ્યો.

કુમારીકા યશોધરા ઝાંખા કાળા પરદામાંથી કુમાર સિદ્ધાર્થનું કૌશલ્ય જોઈ રહી હતી. તેના હૃદયમાં આનંદ સમાતો ન્હોતો.

હવે અશ્વપરીક્ષા શરૂ થઇ. બધા રાજકુમારો ક્રિતક્ષ તેજી ઘોડાઓ ઉપર સવાર થયા હતા; કુમાર સિદ્ધાર્થ પણ પોતાના પ્રિય 'કંથક' નામના ઘોડા ઉપર હતા. જોત જોતામાં અજીત કંથકની જીત થઈ. સર્વ રાજકુમારો આવેશમાં આવી જઈ બોલી ઉઠયા " કંથક જેવા અશ્વ ઉપર તો સૌ કોઇની જીત થાય. અમારે બધાએ અજાણ્યા ઘોડા ઉપર સવારી કરવી જોઇએ અને તેમાં જે જીતે તે જ ખરો જીત્યો ગણાય. "

એક પાણીદાર અને તેજ ઘોડાને આણવામાં આવ્યો. સર્વ રાજકુમારોએ તેના ઉપર સવારી કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તે તોફાની અશ્વ સર્વને ધૂળ ચાટતા કર્યા; અશ્વવિદ્યામાં કુશળ અર્જુન માત્ર થોડીક પળ ઘોડા ઉપર ટકી શકયો. છેવટે તેને પણ તે મસ્ત ઘોડાએ જમીન ઉપર પછાડયો. " મને બેસવા દો જોઈએ " કહી કુમાર સિદ્ધાર્થ આગળ આવ્યા.

તેણે અશ્વના કાનમાં કંઈક કહ્યું અને પછી એક ફલાંગ મારી તે તોફાની દેખાતા ઘોડાની પીઠ ઉપર સવાર થઇ ગયા, અને ગોળ કુંડાળામાં તેને ત્રણ ચક્કર ખવરાવી.

મોટો શંખનાદ થયો અને રાજા સુપ્રબુદ્ધ તથા અન્ય પ્રેક્ષકો એક અવાજે બોલ્યા " યુદ્ધ પરીક્ષા સંપૂર્ણ થઈ છે. કુમાર સિદ્ધાર્થનો જય થયો છે. કુમારી યશોધરા તેને જ પરણશે. "

રાજા સુપ્રબુદ્ધે કુમાર સિદ્ધાર્થનો હાથ પોતાના હાથમાં લીધો અને કહ્યું: " કુમાર, તમે તમારી યોગ્યતા સાબિત કરી છે, લ્યો તમે જ આ યોગ્ય ભેટ સ્વીકારો. અને ખરા હૃદયથી ચાહજો તથા સદા સર્વદા એનું રક્ષણ કરજો." આટલું બોલી રાજાએ કુમારી યશોધરાનો હાથ કુમાર સિદ્ધાર્થના હાથમાં મૂકયો.

કુમાર સિદ્ધાર્થના લગ્ન-મહોત્સવની ક્રિયા ખૂબ ધામધૂમથી ઉજવવામાં આવી. લગ્નોત્સવની ખુશાલીમાં અનેક બ્રાહ્મણોને તથા ભિક્ષુકોને બહોળે હાથે દાન આપવામાં આવ્યું.

૫

## મહાભિનિષ્ક્રમણ

કુમાર સિદ્ધાર્થ અને યશોધરા દૈવી પ્રેમ અનુભવવા લાગ્યાં. વસંત, ગ્રીષ્મ, અને વર્ષા એ ત્રણ જૂદી જૂદી ઋતુઓમાં રહેવા લાયક ત્રણ જૂદા જૂદા મહેલો તો કુમાર માટે બંધાવવામાં આવ્યા હતા, પરંતુ હવે દંપતીને પણ રહેવા લાયક 'વિશ્રંવન' નામનો એક બીજો મહેલ બાંધવામાં આવ્યો. મહારાજા શુદ્ધોદનને અસિત ઋષિનાં વચનો વારંવાર યાદ આવતાં અને તેથીજ મહારાજાએ આ અનુપમ અદ્વિતીય મહેલ બંધાવ્યો કે જેમાં રહેવાથી સંસારત્યાગનો વિચાર સરખો પણ કુમારના મનમાં આવે નહિ.

કુમાર સિદ્ધાર્થ સાધુના વેશમાં જાણે મહેલનો ત્યાગ કરતા હોય એવું મહારાજાને એક વખત સ્વપ્ન આવ્યું અને તેથી એ સ્વપ્નથી ત્રાસી એમણે એ મહેલની આસપાસ મજબૂત દિવાલ ચણાવી અને તેમાં ત્રણ દરવાજા મૂકાવ્યા. દરેક દરવાજે સખ્ત ચોકી મૂકવામાં આવી. દરવાજાનાં બારણાં એટલાં બધાં મજબૂત બનાવવામાં આવ્યાં કે સો માણસો માંડમાંડ તે ઉઘાડી શકે. મહારાજાની આજ્ઞા સિવાય કુમારને મહેલ છોડવાની મના કરવામાં આવી. આથી કરીને કુમારને દુ:ખ કે પીડાનું સ્વપ્ન સરખું પણ આવતું નહિ. મહેલના

ઉપચારકોમાંથી કોઈ જરાપણ માંદુ પડતું તો તુરતજ તેને મહેલમાંથી રજા આપવામાં આવતી.

વખત જતાં યશોધરાએ એક પુત્રને જન્મ આપ્યો. રાજા શુદ્ધોદનના હર્ષનો પાર જ નહોતો. તેણે વિચાર્યું, "હવે હું શાંતિમાં મરીશ. મારા પછી મારા રાજ્યનો ધણી કુમાર સિદ્ધાર્થ જ થશે, કારણકે હવે પુત્ર સ્ત્રી અને આવું મહારાજ્ય કુમાર છોડી શકશે નહિ."

કુમાર સિદ્ધાર્થ પણ પોતાનાં પુત્ર અને સ્ત્રી સહિત સર્વાંશે સુખી જ હતા; પરંતુ ઘણી વખત મધ્ય રાત્રિએ તે મનમાંજ વિચારતા "શું મનુષ્ય જીવનમાં સુખ, સુખ અને સુખ જ હશે ? શું મારા જેટલાંજ સુખ અને આનંદમાં સર્વ મનુષ્ય રહેતાં હશે ? આ સર્વ વાતની ખાત્રી કરવા મારે દુનિયા જોવા બહાર જવુંજ જોઇએ."

કુમારે પાટનગર કપિલવસ્તુ જોવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો. મહારાજા શુદ્ધોદનને આ વાતની ખબર આપવામાં આવી અને તેણે શાહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે શાહેરના દરેક ભાગને તોરણો આદિથી સુશોભિત બનાવવો, અને કોઈપણ વૃદ્ધ વા વ્યાધિગ્રસ્ત મનુષ્યે તે દિવસે બહાર નીકળવું નહિ; તથા કુમાર સિદ્ધાર્થ મહેલમાં પાછા ફરે ત્યાં સુધી કોઈપણ મનુષ્યે કોઇપણ શબને બહાર કાઢવું નહિ.

પુરસ્ત્રીઓએ પોતાનાં ગૃહાંગણો પુષ્પાદિનાં તોરણોથી

શણગાર્યાં. સ્ત્રી, પુરૂષ, બાળક વગેરે વસ્ત્રાભૂષણોથી સુસજ્જીત થઈ પોતાના ભવિષ્યના ધણીના મુખદર્શનની આતુરતાથી રાહ જોવા લાગ્યાં.

જ્યારે કુમાર પોતાના સારથી છન્ન સાથે રથમાં બેસી શહેર જોવા નીકળ્યા ત્યારે આ સર્વ અનુપમ શોભા જોઇ તેમને અપૂર્વ આનંદ થયો. તેમણે સારથીને કહ્યું "છન્ન, રથ આગળ હાંક. આવી સુંદર દુનિયાનું વધારે નિરીક્ષણ કરવાનું મને મન છે. મને જોઇને મારી પ્રજા આટલી બધી ખુશી થાય છે તો પછી મારે એમનાથી દૂર શા માટે રહેવું ?"

રથને આગળ હાંકવામાં આવ્યો. પરંતુ શહેરના પૂર્વ દરવાજા બહાર એક ગરીબ, વૃદ્ધ, લથડીઆં ખાતો પુરૂષ કુમારની નજરે પડયો. મહારાજા શુદ્ધોદનની આજ્ઞાથી તે અજ્ઞાત હતો. લાકડીના ટેકા વતી તે મહા મહેનતે ચાલી શકતો હતો. કુમારનો રથ જોઇ તેણે પોતાનો ધ્રૂજતો પાતળો હાથ લંબાવ્યો અને અશ્રુપૂર્ણ આંખો સહિત ભિક્ષા માગવા લાગ્યો. આસપાસ ઉભેલા મનુષ્યના ટોળામાંથી અવાજ આવ્યો, "ભાગી જા, ન્હાસી જા, કુમાર છે, કુમાર છે. મહારાજાની આજ્ઞા છે કે તારા જેવાએ કુમારને મ્હોં ન બતાવવું."

પણ કુમાર સિદ્ધાર્થ તો તે વૃદ્ધ પુરૂષને જોઈ રહ્યા હતા. સારથી સામું જોઈ તે બોલ્યા "છન્ન, તે માગે તે એને આપ. રે મનુષ્યો ! તે અશક્ત દેખાય છે. તેને મદદ કરો. છન્ન

તરફ જોઈ કુમાર ફરી બોલ્યા " છન્ન, મહેલ તરફ પાછા ફરો. આવું દૃશ્ય મેં કદી પણ જોયું ન હતું. આપણે ઘરડા થશું ત્યારે આપણી પણ શું આવીજ સ્થિતિ થશે ? જેને હું સુંદર ગણું છું તે મનુષ્યજીવન શું આવું છે ? "

આ દેખાવની કુમારના હૃદય ઉપર બહુ જ ઉંડી છાપ પડી હતી. તે હમેશાં વિચારમાં જ ગમગીન રહેવા લાગ્યા. યશોધરાનું મધુરૂં સ્મિત પણ કુમારની ચિંતા દૂર કરી શકતું નહિ.

તે રાત્રે રાજા શુદ્ધોદનને સાત સ્વપ્ન આવ્યાં. આ સાતમાંના એક સ્વપ્નથી તો રાજાને અત્યંત દુઃખ થયું હતું. એ સ્વપ્નમાં તેણે એક મિનારો જોયો. તે ઉંચોને ઉંચો થતો જતો હતો અને છેવટે તે આકાશ સુધી ઉંચો થયો. મીનારાને અંતીમ છેડે તેણે કુમાર સિદ્ધાર્થને જોયા. નીચે ભોંયતળીએ એકઠા થયેલા અસંખ્ય મનુષ્યોના ટોળામાં તે બ્હાળા હાથે હીરા, માણેક, જવેરાત, સોનું, રૂપું વગેરે ફેંકતા હતા. એ સ્વપ્નનો અર્થ શો હશે તે મહારાજા કળી શકયા નહિ. એ સ્વપ્નનો અર્થ ઉકેલવા તેણે કોઈ ચતુર મનુષ્યની શોધ કરાવી.

આખરે એક વૃદ્ધ સાધુ આવ્યો અને તેણે કહ્યું " રાજા દુઃખી ન થા. તારા એ સ્વપ્નનો અર્થ એવો છે કે તારો પુત્ર સંસાર ત્યાગશે અને સમગ્ર જગત્ ઉપર પોતાના ઉપદેશરૂપી

અમુલ્ય જવેરાત વેરશે. એના ઉપદેશથી સર્વત્ર શાંતિ અને સંતોષનું સામ્રાજ્ય જામશે. તેની આડે આવીશ નહિ.

વૃદ્ધ રાજાને આથી તો વધારે બ્હીક લાગી અને કુમારના રક્ષણ માટે તેણે બેવડા રક્ષકો મૂકાવ્યા; અને કુમારની દરેક હીલચાલ ઉપર બારીક નજર રાખવાનું તે રક્ષકોને સોંપવામાં આવ્યું.

સુખઃદુખ મિશ્રિત, સંસારના તડકાછાયાથી રંગાએલી મનુષ્ય જીંદગી, તેના ખરા સ્વરૂપમાં જોવાની કુમારમાં તીવ્ર ઈચ્છા જાગી હતી. શહેરને સુશોભિત કરવાના તથા પોતાના બહિર્ગમનના પ્રજાને ખબર પણ આપ્યા સિવાય શહેર જોવાની તેમની મરજી થઈ.

પોતાને પગપાળા શહેર જોવા જવા દેવાની કુમારે મહારાજા પાસે રાજા માગી અને મહારાજાએ નાખુશ મને પણ હા પાડી. તેથી એક દિવસ કુમાર, છન્ન અને બીજા થોડાએક માણસો સહિત શહેર જોવા નીકળ્યા. તેમણે જે જોયું તેમાં તેને બહુજ રસ પડયો. પ્રખર જ્ઞાન અને સ્વાશ્રયી વિદ્વત્તાની સરખામણીમાં મજૂરનો સંતોષ તેમને વધુ ગમ્યો. તેમને લાગ્યું કે રાજકુમારો કરતાં તો આ સાધારણ મનુષ્યો વધારે સુખી હશે.

પરંતુ, હાય! શહેરના દક્ષિણ દરવાજે જે દશ્ય જોવામાં આવ્યું તેથી તો કુમારનું હૃદય કમ્પી ઉઠયું. ભયાનક દર્દથી પીડાતો એક ગરીબ માણસ જમીન ઉપર દુઃખની બૂમો નાખતો પડયો હતો. તે દુઃખી સ્વરે બોલતો હતો, "અરે ભલા માણસો! મને મારી ઝુંપડીએ તો પહોંચાડો કે જેથી ત્યાં હું સુખે મરૂં!"

કુમાર સિદ્ધાર્થ ચમકયા. તે નીચે બેસી ગયા અને એ રોગી માણસનું માથું પોતાના ખોળામાં લીધું. તે બોલ્યા "છન્ન, શું મનુષ્ય માત્રને આવી માંદગી આવે છે?" "જી, હા," છન્ને જવાબ આપ્યો. "અને આ માણસને મરકીનો રોગ લાગુ પડયો છે તેથી જો આપ એની સેવા કરશો તો આપને પણ કદાચ એ ચેપી રોગ ચોંટશે. ચાલો, આપણે એને એના સ્થાને મૂકી આવીએ." આ સાંભળી કુમાર વિચારવમળમાં પડયા. "ત્યારે પ્રાણી માત્રને વ્યાધિની બ્હીક તો ખરી! અને પછી મૃત્યુ પણ ખરૂંજ! તો પછી મારૂં, અને હું જેને મારા માનું છું તેમનું, જીવન સુખમય શી રીતે?"

પછી કુમાર પોતાના મહેલ તરફ જવાને પાછા ફર્યો; પણ પશ્ચિમ દરવાજા પાસે તેમણે એક એવો દેખાવ જોયો કે એથી તો એમનું આખું શરીર ધ્રુજી ઉઠયું. કરૂણસ્વરથી રોતા કેટલાએક માણસો એક ઠાઠડી ઉપાડી જતા હતા. શબ

ઉપર જાત જાતનાં સુગંધી પુષ્પો પાથર્યાં હતાં અને એની સાથે ચાલનારા દરેક જણ છાતીફાટ રડતા હતા.

છન્ને કહ્યું "જુઓ, કુમાર, એ મૃત મનુષ્ય શબ છે. મૃત્યુ સર્વને માથે છે. જુવાન કે વૃદ્ધ, ગરીબ કે તવંગર, કોઇને પણ તે છોડતું નથી."

કુમાર સિદ્ધાર્થ મનમાં જ બોલ્યા "અરે! સંસાર, તારે શેની જરૂર છે તે હવે હું સમજ્યો. સર્વ વાતે સુખી મનુષ્યને પણ વ્યાધિ અને મૃત્યુ તો આવે છે જ. મારી આંખોના પડદા હવે ઉઘડી ગયા છે; હું મનુષ્યજાતિ માટે મુક્તિનો માર્ગ શોધવા પ્રયત્ન કરીશ."

આમ વિચારતાં વિચારતાં કુમાર મહેલ તરફ વળ્યા; પણ ઉત્તર દરવાજે તેમણે વળી કંઈક જોયું. તેજસ્વી આંખોવાળો એક સાધુ સ્થિર પગે ચાલ્યો જતો હતો. એક ભિક્ષાપાત્ર અને દંડ સિવાય તેની પાસે બીજું કશું નહતું. તેનું માથું અને પગ ઉઘાડા હતા, પરંતુ તે સંપૂર્ણ રીતે સંતોષી માલૂમ પડતો હતો.

કુમારે પૂછેલા પ્રશ્નના જવાબમાં તેણે કહ્યું "હું મુક્તિનો માર્ગ શોધું છું." કુમાર સિદ્ધાર્થે ધીમેથી જવાબ વાળ્યો, "અને હું પણ તે પ્રમાણે જ કરીશ"

રાજમહેલમાં સર્વત્ર શાંતિ, આનંદ અને સુખ હતાં.

કુમાર મહેલમાં દાખલ થયા ત્યારે યશોધરા સૂઈ ગયાં હતાં. કુમાર તેમની પડખે ધીમેથી સૂઈ ગયા. કુમારે ગૃહ છોડવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો; અને યશોધરાથી છૂટા પડતી વખતના દુઃખનો વિચાર કરી રહ્યા હતા, ત્યાં તો ઉંઘમાં પડખું ફેરવતી અને ઉંડો નિશ્વાસ મૂકતી યશોધરાને એમણે સાંભળી. યશોધરાને તેમણે જગાડી અને ઉંઘમાં નિસાસો મૂકવાનું કારણ પૂછયું. યશોધરાએ કહ્યું, "મને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં મેં બરફ જેવો શ્વેત પાડો જોયો. તે શહેરમાંથી દોડતો દોડતો મારા તરફ આવતો હતો. તેના ભવ્ય લલાટપ્રદેશમાં એક તેજસ્વી હીરો હતો. મેં તેની ગરદન આસપાસ મારા હાથ વીંટાળ્યા અને તેને થોભવા કહ્યું, પણ તે તો મારા હાથ વછોડાવી એકદમ ન્હાસી ગયો."

"પછી મેં ઇન્દ્રની ધજાને મંદિર ઉપરથી નીચે પડતી જોઈ અને તેને સ્થાને ચકચકીત હીરા જડીત કોઈ વિચિત્ર લેખથી વિભૂષિત એક નવી ધજાને મંદિર ઉપર ચડેલી જોઈ. પવનથી તે ધજા ફરકવા લાગી. ઘણા માણસો ત્યાં એકઠા થયા અને એ ધજા ઉપરના સુંદર અક્ષરો વાંચવા લાગ્યા. સર્વના મ્હોં ઉપર આનંદ જ દેખાતો હતો. તુરતજ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ. મારા પ્રભુ ! આ બધું તો ઠીક પણ તુરતંજ એક દિવ્ય નાદ થયો કે "સમય આવી પૂગ્યોછે."

"હું તે જ વખતે જાગી હોઉં એમ મને લાગ્યું,"

યશોધરાએ સ્વપ્નની વાત આગળ કહેવા માંડી "અને મારા નાથ, તમને શોધવા લાગી. પણ મેં તમારી પથારીમાં તમને દીઠા નહિ. માત્ર તમારો ઝભ્ભો તમારી પથારીમાં પડયો હતો. આ બધાનો શો અર્થ હશે ? મારા પ્રિયતમ ! પછી તો મારી હીરા જડીત કટીમેખલા નીચે પડી ગઈ. મારી બંગડીઓ મારા હાથમાંથી સરી પડી અને મારી વેણીમાંનાં પુષ્પો કરમાઇ ગયાં."

"ભયભીત ચિત્તે હું ચારે તરફ જોવા લાગી અને પછી દૂરદૂર પેલા શ્વેત પાડાનો અવાજ મેં સાંભળ્યો. મારા નાથ, આનો શો અર્થ હશે ? મારૂં હૃદય બ્હીકથી કંપે છે. મને, આપણા આ વ્હાલા બાળને, અને બધા સ્નેહીઓને તમે ત્યજી શકોજ નહિ. મારા નાથ, તમારા શબ્દામૃતથી મને આશ્વાસન તો આપો."

કુમાર સિદ્ધાર્થ યશોધરા પાસે ધીમેથી બેઠા અને નમ્રતાથી બોલ્યા "પ્રિય યશોધરા, તારા આશ્વાસન માટે જે હું કહું તે સાંભળ. તારા પ્રત્યેનો મારો પ્રેમ અવિકારી અને અમર છે. તારા સ્વપ્નની વાત, બનનારા બનાવોના સૂચનરૂપે હોય તોપણ તારા ઉપરનો મારો પ્રેમ અખંડ જ રહેશે. તું જાણે તો છે કે જગતને સહાય કરવાના વિચારો વારંવાર મેં કર્યા છે. અને હવે વખત આવ્યો છે, ત્યારે મારે જવુંજ જોઇએ, કારણ હું તને ખરા પ્રેમથી ચાહું છું.

હું જે જે કરૂં છું તે તારા માટેજ કરૂં છું કારણ કે તારામાં હું ભૂતમાત્રને દેખું છું. શાંત થા અને નિરાંતે ઉંઘી જા, મને પુખ્ત વિચાર કરવા દે."

યશોધરાની સાથેની આ છેલ્લી જ વાત હતી. કુમારે વિચાર્યું કે "જો હું હવે લાંબો વખત વિચાર કરવામાં ગાળીશ તો યશોધરાનો પ્રેમ મને વધારેને વધારે બંધનમાં નાખતો જશે." યશોધરા પતિના આશ્વાસનથી રડતી રડતીજ ઉંઘી ગઈ. એ રાત્રી પૂર્ણિમાની હતી. ચંદ્ર મધ્ય આકાશમાંથી શિતળ ચાંદની પ્રસારી રહ્યો હતો. તે વખતે દેવો જાણે કંઈ કહેતા હોય એમ કુમારે સાંભળ્યું: "આજે નિષ્ક્રમણની રાત્રિ છે. સમસ્ત જગત્ દુ:ખભારથી કચરાઈ ગયું છે. નીકળો અને જગતને બચાવો."

જતી વખતે, પોતાની પ્રિય પત્નીને એક પ્રેમાલિંગન આપવાનું, પોતાના નાના વ્હાલા બાળકને એક સ્નેહચુંબન કરવાનું કુમારને મન થયું. પણ ના, કુમારે તેમ ન કર્યું. એવી બ્હીકથી કે કદાચ જાગી જાય તો!

કુમાર સિદ્ધાર્થે યશોધરાને સસ્નેહ નમન કર્યું અને તેની ફરતા ત્રણ ફેરા ફર્યા. તે યશોધરા તરફ ઘડીભર અનિમિષ દષ્ટિથી જોઈ રહ્યા અને તેમની આંખમાં આંસુ આવ્યાં. છેવટે, ભારે હૃદયે, ધીમે પગલે કુમારે એ શયનગૃહનો ત્યાગ કર્યો અને સાથે સાથે પ્રેમ, સૌંદર્ય અને વૈભવને પણ છેલ્લા નમસ્કાર કર્યા.

“ છન્ન, મારા વિશ્વાસુ છન્ન, પ્રિય કંથકને તૈયાર કર, મારે જવુંજ જોઇએ.”

ઉંઘમાંથી બેબાકળા જાગી છન્ને પૂછ્યું “જવું છે ? ક્યાં જવું છે? આ મધ્યરાત્રિએ સ્ત્રી, પુત્ર, પિતા, રાજ્ય, સર્વેને છોડી કયાં જવું છે ?”

“મારા મિત્ર, મને અટકાવ નહિ,” કુમારે મૃદુસ્વરે છન્નને કહ્યું, “સમય આવી પહોંચ્યો છે અને મારે જવુંજ જોઇએ.”

એક દીર્ઘ નિશ્વાસ નાંખી કંથકને લેવા તેના આરસના તબેલામાં છન્ન ગયો. તેણે જોયું તો કંથક જાગતો, જાણે કોઈની રાહ જોતો હોય તેમ ઉભો હતો.

છન્ને વિચાર કર્યો, “ પણ આ બંધ દ્વારોમાંથી પ્રસાર શી રીતે થવાશે ? આખી રાત્રી પેરો ભરતા ચોકીદારો આગળથી થી રીતે નીકળી જવાશે ? ”

જગદ્‌ગુરૂના વિશ્વાસુ સેવક, આશ્ચર્યચકિત ન થા ! તારા સ્વામીને માર્ગ મળશેજ; અને જો, કોઇ અદૃશ્ય શક્તિવડે દરવાજાઓ ઉઘડી પણ ગયા. રક્ષકો પોતે કલ્પી પણ ન શકે તેવી ભર ઉંઘમાં પડયા અને કુમાર સિદ્ધાર્થ કંથકની પીઠ ઉપર બેસી માત્ર છન્ન સહિત દરવાજા બહાર નિર્વિઘ્ને નીકળી ગયા. સઘળું શાંત હતું. કશો પણ અવાજ સંભળાતો

નહોતો. અનેક વખત પોતાની પીઠ ઉપર બેસાડી સગર્વ ચાલતા કંથકની ખરીઓથી રસ્તાઓ ગાજી ઉઠતા પણ અત્યારે તો એ ખરીઓનો પણ કશો અવાજ સંભળાતો નહતો. પિતા, પુત્ર, પત્ની, રાજ્ય વૈભવ, સર્વનો ત્યાગ કરી જગતના પરિત્રાણાર્થે ચાલી નીકળેલા કુમારને કોઇ જોઇ શકયું નહિ.

સમસ્ત જગત્ નિદ્રાધીન હતું. માત્ર ઉંચે આકાશમાં પ્રકાશી રહેલો ચંદ્ર આ મહાભિનિષ્ક્રમણ નિરખી રહ્યો હતો, અને તારાઓ એને વધાવી લેતા હોય એમ ધીમા ધીમા આનંદથી ઝળકી રહ્યા હતા.



૬.

## કંથક ઉપરની છેલ્લી સવારી

કુમાર સિદ્ધાર્થને લઈને કંથક આગળને આગળ ચાલ્યો જતો હતો, સિદ્ધાર્થનું હૃદય દુઃખપૂર્ણ હતું, કારણ કે વ્હાલાંઓના તરતના વિયોગથી એમને બહુજ લાગી આવ્યું હતું. પરંતુ તે વિચારવા લાગ્યા કે " મારે જવુંજ જોઈએ. સ્ત્રી, પુત્ર, પિતા, મિત્ર આદિના દુઃખો કરતાં જગતનું દુઃખ વધારે મોટું છે. "

આખી રાત્રિ એમને એમ ચાલ્યા કર્યું. છેવટે રાજા શુદ્ધોદનના રાજ્યના સીમાડા આગળ વહેતી અનોમ નદીના પાણી ઉપર પ્રાતઃકાળના બાલસૂર્યનાં સોનેરી કિરણો ઝળહળવા લાગ્યાં, ત્યારેજ તે અટકયા. પોતાના પ્રિય અશ્વ કંથક ઉપરથી તે નીચે ઉતર્યા. ધીમે હાથે તેને થાબડયો અને છન્નને કહ્યું, " મહારાજા શુદ્ધોદનના રાજ્યના સીમાડા સુધી તું આવ્યો છે, એ વાત હું કદી પણ ભૂલી શકીશ નહિ. આ મારા અશ્વને, મારા રાજ્યપોષાકને અને કિંમતી જવેરાતને લે. મારે હવે તેની કશી જરૂર નથી. સાથે સાથે આ મારા લાંબા કેશ પણ લેતો જા; એ આભૂષણરૂપ કેશકલાપની પણ મને હવે જરૂર નથી."

આમ બોલતાની સાથેજ કુમારે પોતાની તરવાર વડે પોતાનો સુંદર કેશકલાપ કાપી નાખ્યો અને સઘળી વસ્તુઓ તેણે છન્નના હાથમાં મૂકી. પછી તેને ઉદ્દેશીને કુમાર બોલ્યા " છન્ન, પિતાજીને શોક કરવા દઈશ નહિ. રાજા મહારાજાઓને પણ અગમ્ય એવા માર્ગે હું જાઉં છું. સમસ્ત જગતના ઉદ્ધાર અર્થે જ મેં મારા સર્વસ્વનો, મારા જગતનો ત્યાગ કર્યો છે."

આટલું કહી કુમાર જંગલ તરફ ચાલ્યા ગયા. જગતના મોક્ષનો માર્ગ શોધતા, જંગલમાં તે એકાકી ભટકવા લાગ્યા. કંથકને અને તેની પીઠ ઉપર માત્ર આભૂષણો તરવાર અને

કેશકલાપને લઇને, ચોધારા આંસુ રેડતો રેડતો છન્ન નગર તરફ પાછો વળ્યો.

છન્ને જ્યારે નગરમાં આવી કુમારના ત્યાગના ખબર આપ્યા ત્યારે સર્વત્ર શોક છવાઇ રહ્યો અને સઘળા રૂદન કરવા લાગ્યા. અસિત ઋષિનાં વચન સર્વને યાદ આવ્યાં અને સર્વને એ ભવિષ્ય વાણીની હવે ખાત્રી થઈ.

યશોધરાએ તેનાં સર્વ આભૂષણો અને રાજકીય પોષાક ઉતારી નાખ્યા. તેણે કહ્યું " હું હવે વિધવા થઈ છું. મને વિધવાને યોગ્ય વસ્ત્રો પહેરવા આપો. જગત્‌ના રક્ષણ અર્થે નીકળી પડેલા મારા પ્રભુના પુનરાગમ માટે હવે હું પ્રાર્થના કર્યા કરીશ."

પોતાના અંતઃચક્ષુથી યશોધરા કુમારને જગદુદ્ધારક તરીકે ઓળખી શકી હતી. તેના મહાન્ કાર્યમાંથી તે તેને રોકેજ નહિ. બન્ને હાથ જોડી તેણે પ્રાર્થના કરી " હે નાથ, હું તમારી જ હતી અને તમારી જ છું તથા તમારે મેળવવાની વસ્તુ મેળવી આવ્યા પછી પણ હું તમારી જ થઈ રહીશ."

એ પ્રમાણે વિધવાને યોગ્ય જીવન ગાળવામાં અને રાહુલને ઉછેરવામાં યશોધરા પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યાં.

૭

## યાત્રી

સાધુના વેશમાં ભટકતા ભટકતા એક વખત સિદ્ધાર્થ રાજા બિંબિસારના રાજ્યમાં આવી પહોંચ્યા. શહેરમાં જઇ એક ગરીબ મજુરના ઘર આગળ ભિક્ષા માગતા તે ઉભા રહ્યા. તેમના પવિત્ર ચહેરા ઉપર દૈવી તેજ પ્રકાશી રહ્યું હતું. સર્વ કોઈ આ સાધુને જોઇ આશ્ચર્યચકિત થતું. તેમની ચાલવાની ઢબ ઉપરથી તે કોઈ રાજવંશી હોય એમ પ્રતીત થતું હતું. તેમને જોનાર દરેક સ્ત્રી એકદમ ઘરમાં દોડી જતી અને જે કંઈ હોય તે ભિક્ષા તેમને માટે લઇ આવતી. આથી તો સિદ્ધાર્થનું ભિક્ષાપાત્ર એકદમ ભરાઈ ગયું.

પોતાનુ ભિક્ષાપત્ર લઈ મધ્યાન્હ પહેલા ભોજન લેવા કુમાર જંગલમાં ચાલ્યા ગયા.

કોઈ એક અતિ પવિત્ર સાધુ પોતાના નગરમાં આવ્યા છે એવી વાત રાજા બિંબિસારને કાને આવી હતી, તેથી તે પવિત્ર સાધુ પુરૂષનાં દર્શન કરવા રાજા, બોધિસત્વ જ્યાં એક વૃક્ષના શીતળ છાયા નીચે અખંડ શાંતિમાં બેઠા હતા ત્યાં ગયો.

“ મારી પ્રજાનાં હૃદયો આનંદથી છલકાવી નાંખનાર તમે કોણ છો? ” રાજાએ બોધિસત્વને પૂછયું. “ તમારા

દેખાવ ઉપરથી તમે કોઈ રાજવંશી હો તેવું અનુમાન થાય છે. જો તમારે ઘરબાર કશું ન હોય તો આવો અને મારી સાથેજ રાજ્ય કરો."

રાજાનાં આવાં વચનો સાંભળી મધુર હાસ્ય કરતા બોધિસત્વ બોલ્યા "જો મારે રાજ્યની જ અપેક્ષા હોત તો હું પોતે પણ એક મહારાજ્યનો ધણી છું. પરંતુ હું તો આ દુનિયાના નહિ એવા અપૂર્વ રાજ્યની શોધમાં નીકળ્યો છું. મહારાજા, હું સનાતન સત્યની શોધ કરૂં છું; અને સમગ્ર મનુષ્ય જાતિને વ્યાધિ, દુઃખ અને મૃત્યુમાંથી કેવી રીતે બચાવી શકું એ જ મારૂં ધ્યેય છે. તમે સુખેથી મહેલે પધારો, મને તો ભમવા દો."

રાજા બિંબિસારે વિનતી કરી કહ્યું "ત્યારે તો કૃપાકરી તમે જે મેળવવાના છો તે મેળવ્યા પછી મને પુનઃદર્શન આપશો અને મને તમારો શિષ્ય કરી સ્થાપશો."

"તથાસ્તુ" કહી બોધિસત્વ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યાંથી નીકળી જંગલમાં જ વસનાર ન્યાયશાસ્ત્રવિશારદ આલ્લાર અને ઉદ્રક નામના ઉપદેશકો પાસે તે ગયા, તેમનું શરણુ માગ્યું અને તેમનો ઉપદેશ ગ્રહણ કરવા લાગ્યા. સમર્થ નૈયાયિકોના ઉપદેશથી પણ બોધિસત્વના મનનું સમાધાન થયું નહિ.

ત્યાંથી નીકળ્યા પછી તેમણે કેટલાક બ્રાહ્મણોને દેવમંદરમાં નિર્દોષ પ્રાણીઓનો ભોગ આપતા જોયા અને તેથી એમના મનમાં ભારે શોક થવા લાગ્યો. તે વિચારવા લાગ્યા " લોહી રેડવાથી દેવો શાંત થાય છે, એ માન્યતા માત્ર આ લોકોના અજ્ઞાનને લીધેજ છે. શું લોહી રેડવાથી સઘળાં પાપો ધોવાઈ જાય અને પરમ પવિત્રતા મેળવી શકાય ? જરા પણ નહિ. તે સાચો માર્ગ નથી અને એથી શાંતિ મળી શકેજ નહિ. ખરો યજ્ઞ અને સાચી પ્રભુભક્તિ તો એ જ છે કે દ્વેષનો ત્યાગ કરવો અને પ્રાણીમાત્રને સંપૂર્ણ સ્નેહથી ચાહવાં. "

બોધિસત્વ ત્યાંથી આગળ ચાલ્યા અને ઉરૂવેલ નામના વનમાં આવી પહોંચ્યા. ઉગ્ર તપશ્ચર્યા કરતા પાંચ તપસ્વીઓને એ તપોવનમાં તેમણે જોયા. તેમનું તપ જોઇ બોધિસત્વ તેમની પાસે રહ્યા.

આ તપસ્વીઓ શારીરિક વાસનાઓને મારી નાંખવા અથાક પ્રયત્ન કરતા હતા. શરીરની જરા પણ દરકાર કર્યા સિવાય અને પોષણ આપ્યા સિવાય તેઓ શરીરને એકદમ ક્ષીણ કરી નાંખવા મથતા હતા. એ જોઈ બોધિસત્વે પણ તેમજ કરવા માંડયું. એ તપસ્વીઓ કરતાં પણ બોધિસત્વનું દેહદમન ચડયું જેથી તેઓએ તેમને પોતાના પણ ગુરૂ તરીકે કબુલ કર્યા.

છ વર્ષ પર્યંત આ તપોવનમાં તે રહ્યા. તેમનો હંમે-

શનો આહાર માત્ર ચોખાના એક કણ જેટલોજ હતો અને તેથી તેમનું શરીર હાડપીંજર જેવું થઇ ગયું હતું. આમ કરવાથી જીવન અને મૃત્યુ ઉપર જીત મેળવવાની તેમની ઈચ્છા હતી.

પરંતુ તેમણે ધાર્યું હતું તે સત્ય જ્ઞાન તેમને આથી પણ પ્રાપ્ત થયું નહિ. એક જંબુ વૃક્ષ નીચે તે વિચાર કરતા બેઠા, "આ સત્ય માર્ગ હોય એમ મને લાગતું નથી. મારૂં શરીર એટલું બધું નિર્બળ લાગે છે કે મારૂં ચિત્ત કોઈ સ્થિર વિચાર પણ કરી શકતું નથી. અનેક ઉપવાસો કર્યાથી મોક્ષ માર્ગમાં હું જરા પણ આગળ વધ્યો હોઉં એમ મને લાગતું નથી. કંઇ પણ ખાઇપીને મારા શરીરને મારે સશક્ત કરવું જોઈએ અને સત્યની મારી શોધમાં આગળ વધવું જોઇએ". આમ વિચારી તેઓ ઉભા થયા અને પાસે વહેતી નદીમાં સ્નાન કર્યું, પણ તેમનું શરીર એટલું બધું અશક્ત હતું કે મહામુશીબતે તે પાણીમાંથી બહાર નીકળી શકયા. એ પરિશ્રમથી તેમની આંખે અંધારાં આવ્યાં અને અચેત થઇ જમીન ઉપર પડયા. પેલા પાંચ તપસ્વિઓએ તેમને મરણ પામેલ દેખ્યા અને એક પવિત્ર સાધુ પુરૂષ તરીકે તેમનું પૂજન કર્યું, પણ થોડી વારે તેમને ભાન આવ્યું અને પાસેના એક વૃક્ષ નીચે આવી સૂતા.

સુજાતા નામની એક ગોવાલ કન્યા હાથમાં ખીર લઈ કોઈ પવિત્ર સાધુની શોધમાં ફરતી ફરતી તે જ્યાં બોધિસત્વ પડયા હતા તે સ્થળે આવી ચડી. બોધિસત્વને જોઈ સુજાતાએ તેમના મ્હોમાં એ ખીર રેડી પેટમાં અન્ન જવાથી બોધિસત્વના દેહમાં પ્રાણ આવ્યા. પેલા પાંચ તપસ્વિઓએ આ સઘળું જોયું હતું. " આ તો પાછો સંસારમાં લપટાયો, તે હવે સાધુ રહ્યા નથી " એમ બોલી તેઓ તેમને છોડી ચાલ્યા ગયા.

બોધિસત્વે પણ તેમને છોડી ચાલ્યા જવાનો તથા સત્યજ્ઞાન અને સત્ય પ્રકાશની શોધમાં જવાનો મન સાથે નિશ્ચય કર્યો.

તે સ્થળ છોડી બોધિસત્વ આગળ ચાલ્યા. રસ્તા ઉપર ચાલ્યા જતાં તેણે એક મોટો પગરવ સાંભળ્યો અને આસપાસ મ્હોં ફેરવી જોયું તો કેટલાક ગોવાળો સરિયામ રસ્તા ઉપર ઘેટાનું એક મોટું ટોળું લઈ જતા હતા. માથે મધ્યાન્હ તપ્યો હતો અને સૂર્યના પ્રખર કિરણોથી ગરીબ ઘેટાંઓનાં શરીર દાઝતાં હતાં. બોધિસત્વે ગોવાળોને પૂછયું " ખરા બપોરે આ ગરીબ ઘેટાંઓને તમે કયાં અને શામાટે લઈ જાઓ છો ? " ગોવાળોએ જવાબ આપ્યો " અમારે બહુજ ઉતાવળ છે. આજરાત્રે અમારા મહારાજા એક મોટો યજ્ઞ કરવાના છે અને તે વખત પહેલાં આ

ઘેટાંઓને લઇને અમારે પહોંચવુંજ જોઇએ. " ત્યારે તો હું પણ તમારી સાથેજ આવીશ." એમ કહી બોધિસત્વ એ ગોવાળોની સાથે ચાલવા લાગ્યા. ઘેટાંઓના ટોળામાં એક ઘેટું લંગડાતું હતું અને બીજાઓની સાથોસાથ ચાલી શકતું નહતું. એ ઘેટાને તુરતજ બોધિસત્વે પોતાના હાથમાં ઉંચકી લીધું.

તે માંદા ઘેટાને હાથમાં ઉપાડી બોધિસત્વ ચાલ્યા જતા હતા. ત્યાં રસ્તામાં ગાંડા જેવી દેખાતી એક બાઈ ઉંચા હાથ કરી તેની સામે આવી ઉભી રહી. તેની આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેતો હતો. ડુસ્કાં ભરતી ભરતી તે સ્ત્રી બોલી " પ્રભુ ગઈ કાલે મારા ઉપર આપે કૃપા કરી હતી, અને જે કોઈ ઘરમાં પુત્ર, પુત્રી, મિત્ર એવું કોઈ પણ કદી મરણ પામ્યું ન હોય, તેવા ઘરમાંથી રાઇના દાણા લાવી આપવાથી મારા એકના એક બાળકને સાજો કરી આપવાનું આપે કહ્યું હતું. દરેક ઘરમાંથી રાઈના દાણા તો મને આપવામાં આવતા. પરંતુ આપે કહ્યું તેવું એકે ઘર, અરે એકકે ઝુંપડું પણ જડયું નહિ. મારૂં બાળક મરી ગયું છે. પ્રભુ! કૃપા કરી કોઈ બીજો માર્ગ બતાવો."

શાંતિથી તે બાઇને આશ્વાસન આપતા બોધિસત્વ બોલ્યા, " બ્હેન, જે સર્વને શોધવાનું છે તે તેં શોધી કાઢયું છે. તેં જોયું કે તું એકલીજ દુઃખી નથી. ગઈ કાલે

તારા બાળકને સાજા કરવાનું તેં કહ્યું ત્યારેજ તારૂં બાળક તો મરી ગયું હતું; પરંતુ દુઃખ ભારથી તારૂં હૃદય એટલું બધું દબાઈ ગયું હતું કે તને આશ્વાસન આપવા માટે, તારે માથે જે આપત્તિ આવી પડી છે તેવી પ્રાણી માત્ર ઉપર આવે છે, એ વાતનો તને જાતી અનુભવ કરાવવો મને યોગ્ય લાગ્યો હતો. મૃત્યુના ત્રાસના નિવારણની હું પોતેજ શોધ કરી રહ્યો છું. બ્હેન જા, તારા બાળકની મરણ ક્રિયા કર. જીવિત એજ દુઃખ છે. મૃત્યુ સર્વ કોઇને માટે નક્કીજ છે.” આટલું કહી બોધિસત્વ તે ગોવાળોની સાથે જે શહેરમાં પશુયજ્ઞ થવાનો હતો તે શહેર તરફ ચાલ્યા ગયા.

શેરીઓના માણસો તેજસ્વી મુદ્રાવાળા, પોતાના હાથમાં ઘેટાને ઉંચકી ચાલ્યા જતા આ પવિત્ર સાધુને જોઈ સાનંદાશ્ચર્ય પામ્યા. આ સાધુ પુરૂષ ઘેટાંઓની સાથે યજ્ઞભૂમિ તરફ જતા હતા. આવો સાધુ ત્યાં જઇ શું કરશે એ જીજ્ઞાસાથી લોકો પણ તેની પાછળ પાછળ ચાલ્યા.

બધા યજ્ઞશાળામાં દાખલ થયા. ત્યાં મહારાજા ઉભા હતા અને તેની પાસે શ્વેત વસ્ત્રો પહેરેલા, પશુઓનો વધ કરવા તૈયાર થઈ રહેલા, હાથમાં તીક્ષ્ણ છરાઓ રાખેલા ઋત્વિજો ઉભા હતા. લોહીની તરશી વિશાળ યજ્ઞવેદી ઉપર બિચારાં નિર્દોષ પ્રાણીઓને જમા કરવામાં આવ્યાં હતાં.

પોતાનો જમણો હાથ ઉંચો કરી, બોધિસત્વ અપૂર્વ શાંતિથી આગળ આવ્યા, અને મુખ્ય આચાર્યને આંગળીથી બતાવી, રાજાને ઉદ્દેશી બોલ્યા, "અરે રાજા, એને વધ કારવાનું કહીશ નહિ." આટલું બોલી તે યજ્ઞદેવી તરફ ગયા અને સૌથી પહેલા વધ કરવા માટે તૈયાર રાખવામાં અવેલા ઘેટાંને બંધન મુક્ત કર્યું.

ત્યાં હાજર રહેલા સર્વ એના તેજથી અંજાઇ ગયા હતા. કોઈ બોધિસત્વની આડે આવી શકયુંજ નહિ. દયા અને અનુકંપા વરસાવતી આંખો ચારે તરફ ફેરવતા તે મોટે અવાજે બોલ્યા "રે રાજા ! જીવહત્યા ન કર. કારણ કે કોઇને પણ જીંદગી બક્ષવાની તારામાં શક્તિ નથી. આપણી માફક આ પશુઓને પણ પોતાની જીંદગી વ્હાલી છે. એમનું લોહી રેડવાથી તારા પાપોનો નાશ કદી થઈ શકેજ નહિ. આવાં નિર્દોષ પ્રાણીઓના વધથી દેવો કેવી રીતે સંતોષાય ? દયાનો પવિત્ર સિદ્ધાંત છોડી, આ નિર્દોષ પ્રાણીઓ ઉપર મનુષ્યો જો નિર્દય થાય તો મનુષ્યોનાં પાપો માફ કરવા જેટલી દયા દેવો પણ કેમ બતાવી શકે ? રે રાજા, આ પ્રાણીઓને તારામાં વિશ્વાસ છે. તે તને દૂધ આપે છે, અરે તને એ દેવ સમાન ગણે છે. એના ઉપર દયા કર. જે દેવોની પાસે તું દયા યાચે છે, તે દેવોની ખાતર એ નિર્દોષ પ્રાણીઓ ઉપર દયા રાખ."

રાજા દિગ્મૂઢ થઈ ગયો. પોતાનો હાથ ઉંચો કરી આચાર્યને તેનું નિર્દય કામ કરતાં તેણે અટકાવ્યો અન્ય ઋત્વિજો શરમાઈ ગયા અને શરમના માર્યા પોતપોતાના વસ્ત્રો નીચે તેઓએ પોતાની લોહીની તરશી છરીને છૂપાવી.

બોધિસત્વ વળી બોલ્યા "જ્યાં પ્રેમ, અનુકંપા અને દયાનું સામ્રાજ્ય હોય છે ત્યાં જીવન કેટલું સુંદર લાગે છે ! ત્યાં તો દેવો પોતે પણ ક્રોધ મૂર્તિને બદલે સાક્ષાત્ દયાની મૂર્તિ પ્રેમ–મૂર્તિ બની રહે છે."

બોધિસત્વના હૃદયભેદક વચનોની એવી તો અસર થઇ કે ઋત્વિજોએ યજ્ઞના અગ્નિને બુજવી નાંખ્યો. મહારાજાએ પોતાના આખા રાજ્યમાં જાહેર કર્યું, કે જેમાં પશુવધ થાય છે એવા યજ્ઞો કોઈએ કરવાજ નહિ. માંસ ભક્ષણ માટે પણ આખા રાજ્યમાં કોઇએ વધ કરવો નહિ. હવેથી સર્વ પ્રજાએ માંસ ભક્ષણનો ત્યાગ કરવો અને તેને બદલે અન્ન. વનસ્પતિ અને ફળનોજ આહારમાં ઉપયોગ કરવો.

વાંચનારને જાણીને આનંદ થશે કે આ રાજા તે બીજો કોઈ નહિ પણ આપણો પૂર્વપરિચિત રાજા બિંબિસાર હતો. જ્યારે તેણે બોધિસત્વને ઓળખ્યા, ત્યારે તેને પોતાની પાસે રહેવાની અને પોતાને તથા પોતાની પ્રજાને ઉપદેશામૃત પાવાની તેણે વિનતિ કરી.

પરંતુ, બોધિસત્વે કહ્યું, " હમણાં નહિ, મેં હજી મારૂ ધ્યેય પ્રાપ્ત કર્યું નથી. હું તારી સાથે રહી શકીશ નહિ. સંસારના વૈભવો મને લોભાવી શકતા નથી. મને મારે રસ્તે જવા દે. હું ગયાક્ષેત્રમાં જાઉં છું અને મારી અનેક જીંદગીઓમાં જેને શોધી રહ્યો હતો, તે સનાતન સત્યને ત્યાં વનવૃક્ષો નીચે શોધવા મથીશ. મહારાજા, નક્કી જાણજો કે અપવાસ કરવાથી, વા અત્યંત દેહ દમનથી, શાસ્ત્રો, વેદો અને પુરાણો ભણવાથી, તે પરમ સત્યની પ્રાપ્તિ થતી નથી. આપણા અંતરાત્માને પ્રકાશિત કરનાર તે દૈવી તેજથીજ આપણને એ પરમ સત્યની ઝાંખી થાય છે. હું એ તેજની શોધમાં ફરૂં છું. અનેક જન્મો થયાં હું તે માર્ગે અનુસર્યો છું. હવે હું પોતે અન્યને માર્ગદર્શક થઇશ. મહારાજા, હવે હું રજા લઉં છું. પુનઃ તું મને જોઈશ ત્યારે હું નાશ પામ્યો હેઇશ, પરંતુ બુદ્ધરૂપે માત્ર જીવતો હોઈશ. "

આટલું કહી તે તેજસ્વી મહાપુરૂષ ત્યાંથી ચાલ્યા ગયા.

## ૮

# બોધિવૃક્ષ નીચે

બોધિસત્વ આગળ ચાલવા લાગ્યા. તે પુષ્પ ઉપર ચાલતા હતા પણ પોતે તે જોઈ શકતા નહતા. દેવોએ તેના માર્ગમાં પુષ્પો વેર્યાં હતાં. તેના માર્ગમાં આવતા વૃક્ષો તેને છાંયો કરવા માટે પોતાની ડાળીઓ નીચી કરતાં હતાં, પંખીઓનું મધુર ગાન સર્વત્ર પ્રસરી રહ્યું હતું.

પોતાના ધ્યેયની શોધમાં ધ્યાનનિમગ્ન થવા તે ગયા આવી પહોંચ્યા. ઘાસ કાપનાર સ્વસ્તિકને એણે બોલાવ્યો અને કહ્યું "એક ઝોળી કુશઘાસ મને આપીશ?" "ઘણીજ ખુશીથી, મારા પ્રભુ" સ્વસ્તિકે જવાબ વાળ્યો, "આ રહ્યું ઘાસ, જેટલું જોઇએ તેટલું લ્યો. દૈવી તેજથી પ્રકાશતા મહાપુરૂષ! એ ઘાસ જરૂર તમારૂં કોમળ બિછાનું બનાવશે."

ત્રણ વખત સ્વસ્તિકે બોધિસત્વને નમન કર્યું અને પછી ત્યાંથી ચાલ્યો ગયો. બોધિસત્વ એકલા પડયા. કુદરતની અપૂર્વ શાન્તિમાં તેઓ ધ્યાનનિમગ્ન થયા.

મોટી ચિંતા તો મારને થઈ પડી. તે દુષ્ટે સ્વપ્નમાં જોયું કે પોતાની દુષ્ટતાનો ગઢ છિન્નભિન્ન થઈ ગયો હતો અને મનુષ્યજાતને દુષ્ટતાના ખાડામાં નાંખવાના પોતાના સઘળા પ્રયત્નો નિષ્ફળ થતા હતા. અત્યંત નિરાશ થઇને તે બોલી

ઉઠયો "સાવધાન, મારા શૂરા સૈનિકો ! બોધિવૃક્ષ નીચે બેઠેલા તે મહાપુરુષને શોધો. કામ, ક્રોધ, લોભ રૂપી તમારા વિવિધ હથિયારો સજ્જ કરો અને સનાતન સત્ય મેળવવાની અણી ઉપર પહોંચેલા તે પુરુષનો તમારા પ્રલોભનો રૂપી ખડકોના મારથી નાશ કરો."

તે પવિત્ર મહાપુરુષ બોધિવૃક્ષ નીચે ધ્યાનસ્થ હતા ત્યાં માર સેનાનીનું આખું લશ્કર તેના ઉપર હુમલો કરવા આવી પહોંચ્યું. ક્રોધ, ભય, લોભ રૂપી અનેક બાણો, તેઓ ફેંકવા લાગ્યા, પણ ફોક; પછી તો પ્રલોભનો, લાલચો રૂપી ભયંકર ખડકો ફેંકવા લાગ્યા. આમાં તો આપણે જરૂર ફાવીશું એમ તેઓ ધારતા હતા, પરંતુ એ અસ્ત્રો પણ નિષ્ફળ ગયાં.

જે જે પત્થરો તેના તરફ ફેંકવામાં આવતા તે પુષ્પો થઈ જતા હતા; અને તે દુષ્ટ રાક્ષસોના મ્હોંમાંથી નીકળતા અગ્નિના ભડકા હેવી પ્રકાશ જેવા જણાતા હતા.

પછી મારે પોતાની સૌથી સુંદર પુત્રીઓને પોતાની મદદે બોલાવી. તેમાંની એકે યશોધરાનું રૂપ લીધું વિનિત ચહેરે અને અશ્રુપૂર્ણ ચક્ષુએ તે બોધિસત્વ સમક્ષ આવીને ઉભી અને ડુસ્કાં ખાતી બોલી "મારા પ્રભુ, મારી પાસે આવો. તમારા વિયોગથી હું મરવા પડી છું."

બોધિસત્વે કહ્યું " તું સાચી યશોધરા નથી. તને કોણે મોકલી છે, તે હું જાણું છું. તું તારા સ્થાનકે ચાલીજા. યશોધરા અહિં આવેજ નહિ. હું ઉઘાડી આંખે અંધ નહિ બનું. તમે સર્વ અહિંથી ચાલ્યાં જાઓ."

તુરતજ હવામાં એક મોટી કીકીયારી સંભળાઇ. માર પોતાના સમગ્ર દુષ્ટ સૈન્ય સહિત પરાજિત થયો હતો. ભય અને ગભરાટમાં તેઓ સર્વ ઉડી ગયાં.

સર્વત્ર શાંતિ હતી. રાત્રિનો પહેલો પ્રહર હતો. બોધિસત્વની અંતર્દષ્ટિ સમીપનો એક પડદો ઉપડયો અને તેને પોતાના બધા પૂર્વ જન્મોનું જ્ઞાન થયું. તેણે પોતાની જાતને પક્ષી રૂપે, પશુ રૂપે, મનુષ્ય રૂપે જોઇ. દરેક નવા જન્મે વધારે વધારે ઉંચે ચડવા પોતે કેવા કેવા પ્રયત્નો કર્યા હતા, સંપૂર્ણતાને આ પગથીએ પહોંચતા પહેલાં સત્ય અને દયાની ખાતર તેણે પોતાના અંગો, પોતાની આંખો, પોતાની સ્ત્રી, પોતાના બાળકો, પોતાનું આખું શરીર વગેરેનો કેવી રીતે અને કેટકેટલો ભોગ આપ્યો હતો, એ સઘળું પોતાની આંખ આગળ સ્પષ્ટ દેખાવા લાગ્યું.

રાત્રિનો મધ્ય પ્રહર થયો અને તેના મનઃચક્ષુ આગળથી બીજો પડદો ખસ્યો. તે સમસ્ત દુનિયાની વર્તમાન સ્થિતિ જોઈ શકયા તથા ભવિષ્ય ઉકેલી શકયા. તેના દિવ્ય તેજમાં સંસારના અંધકાર અને તેજ લય પામી ગયાં.

રાત્રિના છેલ્લા ચોઘડીઆં વાગી રહ્યાં હતાં અને ઉષ:-કાલ આવી પહોંચ્યો હતો. તે વખતે, રાત્રિના છેલ્લા પ્રહરમાં જ્યારે મનુષ્ય જાત વધારે ગાઢ નિદ્રામાં પડે છે ત્યારે—નિર્વાણનો માર્ગ, દુનિયાનાં દુ:ખોનું રહસ્ય, ચાર ઉમદા સત્યો, તેની સૂક્ષ્મ દૃષ્ટિ સમીપ ખડાં થયાં. તેની દૃષ્ટિમર્યાદા આગળના સઘળા આવરણો ખસી ગયાં હતાં. લાંબા કાળની તેની શોધ પૂરી થઈ હતી; તે બુદ્ધદશાએ પહોંચતા હતા,—તે સર્વજ્ઞ, સર્વપ્રાજ્ઞ, તથાગત થયા હતા.

આ અતિ મનોહર પ્રભાતે સમસ્ત જગત્ ઉપર આનંદ છવાયો છે કેમ? આ બધી કુદરત હસે છે કેમ? સર્વ પંખીઓ આનંદ ગીત ગાય છે કેમ? પ્રાણીમાત્ર શાંતિમાં કેમ છે? આ સઘળાં પુષ્પો પરમ સુવાસ કેમ ફેલાવી રહ્યાં છે.

રે, મનુષ્યો! જુઓ, જુઓ. જગતના પરિત્રાણાર્થે ભગવાન્ બુદ્ધનો જન્મ થયો છે. આ મનોહર પ્રભાતે ખૂબ આનંદો!

મનન અને પરિશીલનમાં સાત વધારે અઠવાડીયાં ભગવાન્ બુદ્ધે ગાળ્યાં અને તે દરમ્યાન અન્નનો કણ પણ લીધો નહિ. અને પછી? પછી સ્વસ્થ ચિત્તે તેઓ જગતને ઉપદેશવા ત્યાંથી ઉઠ્યા.

તેની મુખપ્રભા ચારે તરફ તેજસ્વી કિરણો પ્રસારી રહી હતી. તેનું શરીર ચંદ્રપ્રભા વરસાવી રહ્યું હતું.

---

૯

## ભગવાન્ બુદ્ધનો પ્રથમ ધર્મોપદેશ.

સાત અઠવાડીયાં પછી બોધિવૃક્ષ પાસે બે વેપારીઓ આવ્યા. ભગવાન્ બુદ્ધનું તેજોમય શરીર અને દેદીપ્યમાન મુખ જોઇ તેઓ અંજાઇ ગયા. તેઓએ અંદર અંદર વિચાર કર્યો "ચાલો, આ પવિત્ર મહાપુરુષને થોડું અનાજ આપીએ." તેઓ નમ્રતાથી ભગવાન્ બુદ્ધના ચરણમાં નમ્યા અને થોડુંએક ભાત તથા મધ ધર્યાં. ભગવાન્ બુદ્ધે તેનો સ્વીકાર કર્યો અને તે ખાધું. બુદ્ધદશા પ્રાપ્ત કર્યા પછી આ પહેલીજ વખત એમણે અનાજ લીધું.

તે બન્ને વણિકોને તેમણે આશિર્વાદ આપ્યો અને ઉપદેશના થોડાએક શબ્દો કહ્યા. ભગવાન્ બુદ્ધના ઉપદેશને તેઓએ પોતાના હૃદયના ઉંડાણમાં સ્થાન આપ્યું. તેઓ બોલ્યા "ભગવાન્ અમે તમારૂં તમારા ઉપદેશનું શરણ લઇએ છીએ. અમને શિષ્ય કરી સ્થાપો." ભગવાન્ બુદ્ધે 'તથાસ્તુ, કહ્યું એટલે વણિકો ભગવાન્ બુદ્ધના પ્રથમ શિષ્યો થયા.

પરંતુ, એ વણિકોના ગયા પછી ભગવાન્ બુદ્ધને શંકા થઇ "મારે ઉપદેશવાનો આવો દુર્ઘટ ધર્મમાર્ગ મનુષ્ય-જાતિ સત્ય સ્વરૂપમાં સમજશે? મારે તેમને શી રીતે સમજાવવા?" બુદ્ધના આ વિચારથી બ્રહ્મલોકમાં બ્રહ્માને

ભય લાગ્યો. તે પૃથ્વી ઉપર આવ્યા અને તથાગતને નમન કરી કહ્યું "ભગવાન્ જો આપ ઉપદેશ નહિ આપો તો દુનિયાનો નાશ થશે. પ્રભુ કૃપા કરો. આપ જાણો છો કે કેટલાક મનુષ્યો એવા છે કે જેના થોડાએક માયાના આવરણો દૂર થાય તો સત્યજ્ઞાન તરત સમજી શકે; વળી કેટલાએકનો આત્મા તો બહુજ પવિત્ર છે. માત્ર માયાની જાળમાં ફસાઈ પડેલા છે."

આ સાંભળી ભગવાન્ બુદ્ધે કહ્યું "જેઓ પવિત્ર અંતઃકરણથી મારો ઉપદેશ શ્રવણ કરશે તેને માટે અમરત્વના દ્વાર ખુલ્લાંજ છે. હું ઉપદેશ આપીશ; માત્રશ્રદ્ધાપૂર્વક ધર્મનું શ્રવણ કરવું જોઇએ. મારા પહેલાના પાંચ સાથીઓ જે કાશી પાસેના હરિણ વનમાં રહે છે તેમની પાસે હું જઈશ અને ઉપદેશ આપીશ; કારણ કે હજી પણ તેઓ મોક્ષ મેળવવાની ધારણાથી દેહદમન કરી રહ્યા છે."

તથાગત પછી હરિણ વન તરફ ચાલ્યા. ઉપક નામનો એક જુવાન જૈન જે પહેલાં કુમાર સિદ્ધાર્થનો મિત્ર હતો તે એમને રસ્તામાં મળ્યો. એમનું તેજ જોઇ તે આશ્ચર્ય ચકિત થઈ ગયો અને બોલ્યો "તારો ચહેરો આટલો બધો તેજસ્વી કેમ દેખાય છે? તારું ઈચ્છિત ધ્યેય તને મળ્યું?"

ભગવાન્ બુદ્ધે જવાબ આપ્યો "મેં નિર્વાણ પ્રાપ્ત કર્યું છે. હું દુનિયા ઉપર સત્ય અને ન્યાયનો માર્ગ પ્રવર્તાવવા જાઉં છું."

આ વાતમાં ઉપક કશું સમજ્યો નહિ. તેણે માથું ધુણાવ્યું અને બીજે રસ્તે ચાલ્યો ગયો.

ભગવાન્ બુદ્ધ ચાલતા ચાલતા હરિણ વન પાસે આવી પહોંચ્યા. પેલા પાંચ તપસ્વિઓને એમણે કુશાસન ઉપર બેઠેલા જોયા. તેમાંનું કોઈ પોતાના આસન ઉપરથી જરા પણ ખસ્યું નહિ. તેઓએ તો ભગવાન્ બુદ્ધને જોઇને અંદર અંદર નિશ્ચય કર્યો હતો કે "તેણે તો તપસ્વી જીવન છોડી દીધું છે, અને ફરીથી દુનિયામાં લપટાયો છે; માટે આપણે કોઈએ તેને આવકાર આપવો નહિ."

જ્યારે ભગવાન્ બુદ્ધ તેમની સમક્ષ આવી પહોંચ્યા, ત્યારે તે તપસ્વીઓ તેના પવિત્ર દેખાવથી એટલા બધા અંજાઈ ગયા, કે તેઓ સર્વ એકજ સાથે યંત્રવત્ પોતાનાં આસનો ઉપરથી ઊભા થયા. પરંતુ, હજી પણ તેઓએ તેને ગૌતમ કહીનેજ બોલાવ્યા તથા મિત્ર રૂપે સંબોધ્યા.

તથાગતે જવાબ આપ્યો "મને મિત્ર કહી ન બોલાવો હું પરમ પવિત્ર બુદ્ધ છું. મને પિતા કહી સંબોધો, કારણ કે સર્વને હું મારા પુત્રવત્ જોઉં છું

પછી ભગવાન્ બુદ્ધે એ પાંચ તપસ્વીઓને સમજાવ્યું કે જ્યારે શરીર ભૂખ અને દુઃખથી ક્ષીણ થઈ ગયું હોય છે. ત્યારે મન જરા પણ વિચાર કરી શકતું નથી અને એકલા દેહદમનથી નિર્વાણ પ્રાપ્તિ દુર્લભ છે. તેણે તેમને મધ્યમ પ્રતિપદા માર્ગનો બોધ કર્યો અને કહ્યું " જે માણસ દીપકમાં તેલને બદલે પાણી ભરે છે તે અંધારાં પરિહાર કરી શકેજ નહિ.

એ તપસ્વિવીઓએ વધારે સાંભળવાની ઇચ્છા દર્શાવી અને તેથી ભગવાન્ બુદ્ધે તેમને પોતાનો પ્રથમ ધર્મોપદેશ કર્યો. તે ધર્મોપદેશનું શ્રવણ કરવા, દેવલોકના દેવો તેમજ વનનાં પશુઓ પણ આવ્યાં. બધાએ રસપૂર્વક એ ઉપદેશનું શ્રવણ કર્યું.

ભગવાન્ બુદ્ધે તેમને ચાર સત્યો તથા આર્ય અષ્ટાંગ-માર્ગ પ્રબોધ્યો. આ પ્રમાણે પવિત્ર કાશીનગર પાસેના હરિણ વનમાં ભગવાન બુદ્ધે ધર્મચક્ર પ્રવર્તાવ્યું.

તે પાંચ તપસ્વિઓના મનમાંથી સઘળી દુષ્ટ વાસનાઓ ગળી પડી, અને સાંભળવા એકઠા થયેલા સર્વ બોલી ઉઠયા " ભગવાન બુદ્ધનો જય, તથાગતનો જય. તેણે પરમ સત્ય, ન્યાય અને ધર્મનો માર્ગ શોધી કાઢયો છે. હવેજ મનુષ્ય જાતિમાં અપૂર્વ શાંતિનું સામ્રાજ્ય જામશે."

તે પાંચમાનાં વૃદ્ધ તપસ્વિ ભગવાન્ બુદ્ધને ઉદ્દેશીને બોલ્યા "ભગવાન્, હું આપનું શરણ માગું છું. મને આપનો શિષ્ય કરી સ્થાપશો?" ભગવાન બુદ્ધે જવાબ આપ્યો, "પુત્રો, જો તમે મારા ઉપદેશનું રહસ્ય સમજ્યા હો, તો તમે પાંચે જણ એકચિત્ત થાઓ. એકલાથી કશું બનશે નહિ પાંચે મળીને સત્ય માર્ગ ઉપદેશો. હું તમને મારા પ્રથમ શિષ્યો કરી સ્થાપું છું. તમે પાંચ દ્વારા આજે હું સંઘની સ્થાપના કરૂં છું. તમારે (સંઘે) જગત્‌ને ધર્મમાર્ગ ઉપદેશવો."

પછી ગંભીર અવાજે તે પાંચે શિષ્યો બોલ્યા:

"बुद्धं शरणं गच्छामि।<br>
धर्मं शरणं गच्छामि।<br>
संघं शरणं गच्छामि।"



## ૧૦
## નવા શિષ્યો

કાશીના ધનાઢ્ય વેપારીના પુત્ર યશસે બુદ્ધની વાત સાંભળી; તે તથાગત પાસે આવ્યો અને ઉપદેશ આપવા વિનતિ કરી. તેણે પોતાના પિતાના ઘરે પણ તેમને આવવાનું આમંત્રણ કર્યું. ભગવાન્ બુદ્ધે તે કબુલ કર્યું અને ત્યાં તે, તેની સ્ત્રી, તેના પિતા, તથા તેની માતા, ભગવાન્ બુદ્ધના સંઘમાં ભળ્યા.

ભગવાન્ બુદ્ધના ઉપદેશથી અનેક માણસો તેના તરફ આકર્ષાયા અને તેના શિષ્યો થઇ પવિત્ર જીવન ગાળવા લાગ્યા. શિષ્યોની સંખ્યા એટલી બધી વધી પડી કે ભગવાન્ બુદ્ધને લાગ્યું કે તે બધાને એક સાથે ઉપદેશી શકાશે નહિ. આથી તેમણે સાધુઓને કહ્યું, “ ભિક્ષુઓ, જગતમાં ચારે તરફ ફરો અને મેં જે સિદ્ધાંતો તમને પ્રબોધ્યા છે તેનો ઉપદેશ કરો. તે જ સિદ્ધાંત આદિ, મધ્ય અને અંતમાં વિજયી નિવડે છે.”

તે વખતથી વર્ષાઋતુ શિવાયના દિવસોમાં ભિક્ષુઓ પોતાના ગુરૂ માફક બહાર ફરતા અને વર્ષાઋતુમાં તથાગત પાસેજ રહી ઉપદેશ ગ્રહણ કરતા.

ફરતા ફરતા ભગવાન્ બુદ્ધ અગ્નિપૂજક જટિલોના

નિવાસસ્થાન ઉરૂવેલમાં આવી પહોંચ્યા. જટિલનાયક કશ્યપે તથાગત વિષે સાંભળ્યું હતું અને તે તેમને જોવાને બહુજ આતુર હતો. ઉરૂવેલમાં આવ્યા પછી ભગવાન્ બુદ્ધ કશ્યપ પાસે ગયા અને અગ્નિહોત્રનો કુંડ જે ઓરડામાં રાખવામાં આવતો હતો, તે જ ઓરડામાં એક રાત ગાળવાની માગણી કરી. કશ્યપે કહ્યું "આપ અતિ પવિત્ર પુરૂષ છો, ખુશીથી એ ઓરડામાં સૂવો; પણ ત્યાં એક મોટો સર્પ રહે છે, તે સર્પ કદાચ આપને મારી નાખશે."

ભગવાન્ બુદ્ધ આ સાંભળી મંદમંદ હસ્યા અને તે ઓરડામાં સૂવાની અનુજ્ઞા માગી. મધ્ય રાત્રિએ તે સર્પ આવ્યો, પણ તથાગતને સ્પર્શી પણ શક્યો નહિ અને પોતાના જ ક્રોધમાં પોતે પ્રાણત્યાગ કર્યો. તે ઓરડામાંનો પવિત્ર અગ્નિ પણ ઓલવાઇ ગયો.

જ્યારે સવારમાં કશ્યપે આ સઘળું જોયું ત્યારે તેણે પોતાનાં અગ્નિપૂજાનાં સર્વ સાહિત્યો નદીમાં ફેંકી દીધાં, અને તે તથા તેના અનુયાયીઓ ભગવાન્ બુદ્ધના શિષ્યો થઇ રહ્યા.

પછી કશ્યપ અને જટિલોને સાથે લઇને ભગવાન્ બુદ્ધ મગધ દેશના રાજા બિંબિસાર પાસે ગયા. ભગવાન્ બુદ્ધના આગમનની ખબર મળતાં જ રાજા બિંબિસાર કુટુંબ પરિવાર

સહિત તેને મળવા ગયો. બુદ્ધ ભગવાને મગધમાં સર્વને અદ્દ્ભુત ઉપદેશ આપ્યો.

રાજા બિંબિસારે ભિક્ષુઓ સહિત જમવા આવવાનું ભગવાન્ બુદ્ધને આમંત્રણ કર્યું અને તે તેમણે સ્વીકાર્યું. રાજાના હર્ષનો પાર ન હતો. તેણે કહ્યું "ભગવન્, મારે જીંદગીમાં પાંચ મહેચ્છાઓ હતી અને અત્યારે એ પાંચ મહેચ્છાઓ પૂર્ણ થઈ છે. પાંચમી અને સૌથી મોટામાં મોટી ઈચ્છા આપનો ઉપદેશ સાંભળવાની અને તદનુસાર વર્તવાની હતી, તે પણ આજે પૂર્ણ થઈ છે. મને આપનો શિષ્ય કરી સ્થાપો. હું બુદ્ધ, ધર્મ અને સંઘનું શરણ લઉં છું."

ભગવાન્ બુદ્ધે તેને આશિર્વાદ આપ્યા અને તેને પોતાનો શિષ્ય બનાવ્યો.

પછી રાજા બિંબિસાર બોલ્યો "મારા પ્રભુ, મારૂં વસંતોદ્યાન શહેરથી બહુ દૂર તેમજ બહુ પાસે પણ નથી. સાધુ પુરૂષોને સેવવા લાયક તે સ્થળ એકાંત અને શીતળ છે. આપના રહેઠાણ માટે એ સ્થળ જ પસંદ કરો."

ભગવાન્ બુદ્ધે હા પાડી અને એ પ્રમાણે ઘણી વખત તેઓ ભિક્ષુઓ સહિત ત્યાંજ ચાતુર્માસ ગાળતા અને તેમને ઉપદેશ આપતા.

કોસલ પ્રાંતમાંની શ્રાવસ્તી નગરીનો રહીશ ધનાઢ્ય અને અત્યંત દયાળુ વૃત્તિવાળો અનાથપિંડક નામનો ગૃહસ્થ

ભગવાન્ બુદ્ધને રાજગૃહમાં મળ્યો. શ્રાવસ્તી નગરીમાં એક મંદીર બાંધવાની અને તે સંઘને અર્પણ કરવાની તેની ઈચ્છા હતી, તેથી ભગવાન્ બુદ્ધને તેણે શ્રાવસ્તી આવવાની વિનતિ કરી. ભગવાન્ બુદ્ધે કહ્યું " હું થોડા સમય પછી ત્યાં આવીશ. તમે અને સારીપુત્ર શ્રાવસ્તી જાઓ અને મંદીરને માટે સ્થળ પસંદ કરી રાખો. "

આ અરસામાં રાજા શુદ્ધોદને કહેવરાવ્યું હતું કે " હું મરી જાઉં તે પહેલાં એક વખત મારા પુત્રના દર્શનનો મને અભિલાષ છે. તેં અનેક મનુષ્યોને તારા ઉપદેશામૃતનું પાન કરાવ્યું છે; પરંતુ તારા પિતા અને અન્ય સગાંઓને તે લાભ આપ્યો નથી. " ભગવાન્ બુદ્ધે પિતાને મળવાનો વિચાર કર્યો અને ઘણા ભિક્ષુઓને સાથે લઇને તે કપિલવસ્તુ આવી પહોંચ્યા.

રાજા શુદ્ધોદનને પોતાના પુત્રના આગમનની ખબર પડી કે તરતજ તેને તેડવા પોતાના રથમાં બેસી તે તેની સામે ગયો. પાસે આવતાં તેણે ભગવાન્ બુદ્ધને અને તેના ભિક્ષુઓને પગે ચાલી આવતા જોયા તેથી પોતે પણ રથમાંથી નીચે ઉતર્યો. આછા પીળા વસ્ત્ર પહેરેલા અને છતાંયે એક રાજાના કુમાર કરતાં અધિક શોભતા ભગવાન્ બુદ્ધના તેજસ્વી શરીર તરફ તે અનિમિષ દૃષ્ટિથી જોઇ રહ્યો. તેને ભેટવાને રાજા એક પગે થઈ રહ્યો હતો અને " મારા વ્હાલા પુત્ર,

આવ, મારી પાસે આવ!" એ શબ્દો તેના હોઠ પર આવી ટકયા હતા, પરંતુ તે બોલી શકયો નહિ. દુઃખ અને આનંદના એક સામટા આવેશમાં તેના હોઠ ઉઘડી શકયાજ નહિ. છેવટે પોતાના પુત્રની નજીક બેસી જતાં તે બોલ્યો "તને જોયાને આજ સાત વર્ષ વીતી ગયાં છે! દરમ્યાન મારૂં હૃદય તને મળવાને કેટલું તલપી રહ્યું હતું!"

ભગવાન્ બુદ્ધે જોયું કે વૃદ્ધ રાજાના હૃદયના ચુરેચુરા થઈ જતા હતા, તેથી તેમણે કહ્યું "મહારાજા હું જાણું છું કે તારા પુત્ર માટેના તારા પ્રેમથી તારૂં હૃદય ઉભરાઈ જાય છે, પરંતુ તે પ્રેમ તારી પ્રજા ઉપર રાખ અને તોજ તારા પુત્રને બુદ્ધ તરીકે—જગદ્‌ગુરૂ તરીકે તું જોઇ શકીશ. પછીજ નિર્વાણની શાંતિ તારા હૃદયમાં પ્રવેશી શકશે."

વૃદ્ધ રાજાએ પૂર્ણાનંદમાં પોતાના બન્ને હાથ જોડયા, અને છતાંએ તેના હૃદયમાં દુઃખ થતું હતું. તેણે કહ્યું "મારામાં આજે હું કોઈ અદ્‌ભુત ફેરફાર અનુભવું છું. હું તારા ઉપદેશને ગ્રહણ કરૂં છું. મને અને સમસ્ત જગત્‌ને ઉપદેશી શાંતિ આપ. તારા મહા ત્યાગનું શુભફળ હું આજે જોઈ રહ્યો છું."

વૃદ્ધ રાજા પોતાના મહેલે પાછો ફર્યો અને ભગવાન્ બુદ્ધ શહેર નજીકની એક વનવાટિકામાં રહ્યા.

## ૧૧
# યશોધરા

બીજી સવારે ભગવાન્ બુદ્ધ ભિક્ષાપાત્ર લઈ ભિક્ષા માગવા નીકળ્યા. પુરસ્ત્રીઓ આનંદિત હૃદયે અને ચકિત નયને તેમને ભિક્ષા આપતી. કોઇએ આ સમાચાર મહારાજાને કહ્યા, " મહારાજા, જ્યાં રાજ્ય કરવું જોઇએ ત્યાંજ, પોતાનાજ રાજ્યમાં આપના કુમાર ભિક્ષાન્ન માગે છે. " આ સાંભળી રાજાને જરા ક્રોધ થયો, અને અશ્વારૂઢ થઈ શહેરમાં નીકળ્યો. એક ઝુંપડી આગળ વિનીત મસ્તકે ભગવાન્ બુદ્ધ પોતાના હાથમાં ભિક્ષાપાત્ર લઈ ઉભા હતા અને એક સ્ત્રી માથું નમાવી ભિક્ષા આપી રહી હતી, ત્યાં મહારાજા અટકયા, અને બોલ્યા " મારા પુત્ર, તારા પોતાના જ પ્રદેશમાં તું આમ ભિક્ષા માગે એ કેવું ? અહિં તો હજારો ભિક્ષુઓને તારે હાથે તારે ભિક્ષા આપવી જોઇએ. "

"એ તો અમારો પરંપરાધર્મ છે !" તે પવિત્ર મહાપુરુષે નમ્રતાથી જવાબ આપ્યો,

" પરંપરાધર્મ ! મારા કુમાર તારી તો રાજપરંપરા છે. રાજકુમારથી ભિક્ષા માગી શી રીતે શકાય? "

તથાગતે કહ્યું "હું બુદ્ધ પરંપરાની વાત કરૂં છું. હું તે પરંપરાનો છું અને અમારે અમારા માટે ભિક્ષા માગવી જ જોઇએ. "

આ સાંભળી રાજા શુદ્ધોદન દિઙ્મૂઢ થઈ ગયો. તે આજીજી કરતો બોલ્યો "કુમાર, મારા મહેલે પધારી તમે અને તમારા ભિક્ષુઓ મારે ત્યાં ભિક્ષા લઈ મને ઉપકૃત કરશો ?"

તથાગતે તેમ કરવાની હા કહી. મધ્યાહ્ન થવાને એક કલાકની વાર હતી, તે વખતે પીતવસ્ત્રો પહેરેલા સાધુઓનો એક સમૂહ રાજા શુદ્ધોદનના મહેલમાં દાખલ થયો. તેઓને ભોજન માટે ઉત્તમ પાત્રો આપવામાં આવ્યાં, પરંતુ દરેક ભિક્ષુઓએ તો પોતાનું ભિક્ષાપાત્ર જ વાપર્યું.

આ વખતે રાજા શુદ્ધોદન આજીજી કરીને તેના પુત્રને કહેવા લાગ્યો: "કૃપા કરી આ તમારૂં જ રાજ્ય પાછું ગ્રહણ કરો. સત્ય અને ન્યાયથી શાસન કરો અને સત્ય જ્ઞાન ઉપદેશો." પરંતુ ભગવાન્ બુદ્ધે તો નમ્રતાથી અને દૃઢતાપૂર્વક કહ્યું, "મહારાજા, તમારૂં આખું રાજ્ય મારા માટે પૂરતું નથી, સ્વર્ગલોક એ મારૂં રાજ્ય છે. મને વધારે કહેશો નહિ. આખા જગતને પિતૃહીન–નિરાધાર કરીને આ માત્ર તમારા રાજ્યનો જ પિતા હું શી રીતે થઈ શકું ?"

તે વૃદ્ધ રાજા મૂક થઇ ગયો. તેના કરચલી પડેલા ગાલ ઉપરથી બે ચાર આંસુનાં ટીપાં સરી પડયાં. તે બોલ્યો, "ત્યારે મને તમારો શિષ્ય કરી રાખશો ? મારૂં અવશેષ જીવન તમારી જ સાથે અને તમારા આશ્રય તળે વહે એવી મારી અંતરની ઈચ્છા છે."

"ભલે, તથાસ્તુ" ભગવાન્ બુદ્ધે કહ્યું. પછી ભગવાન્ બુદ્ધે ચારે તરફ નજર ફેરવી પણ ત્યાં બેઠેલાઓમાં તેણે કુમાર સિદ્ધાર્થ તરીકેની તેની સ્ત્રી યશોધરાને જોઈ નહિ, તેથી તેણે પૂછયું: "યશોધરા કયાં છે ?" તે વૃદ્ધ રાજાએ દુઃખી હૃદયે જવાબ આપ્યો: "મારા વ્હાલા પુત્ર, તેની વેદના તો અસહ્ય છે. તારા વિયોગનું દુઃખ અવર્ણનીય છે. તેણે પોતાના સુંદર વાળ કાપી નાખ્યા છે અને રાજ-કીય પોશાકોને તિલાંજલી આપી છે. સાત સાત વર્ષથી તે વિધવા જેવું જીવન ગાળે છે. તને આદર આપવા તે નહિ આવે. તેને બ્હીક લાગે છે કે તારૂં મીલન કદાચ તેને ગાંડી કરી નાંખે ! તું તેને મળવા જઇશ ?"

"હા, હું જઇશ." ભગવાન્ બુદ્ધે જવાબ આપ્યો, "આ જન્મમાંજ માત્ર નહિ પણ મારા અનેક જન્મોમાં તેણે કરેલી મારી અનન્ય સેવાને લીધે એ કૃપાની તે અધિકારી થઇ ચૂકી છે"

ભગવાન્ બુદ્ધ યશોધરા પાસે ગયા, તેની સાથેના બે શિષ્યોને તેણે કહ્યું "જો યશોધરા મારો સ્પર્શ કરવા દોડે તો તમે કોઇ આડા ન આવતા. હું તો જીવનમુક્ત છું, પરંતુ તે હજુ અનેક બંધનોથી જકડાયલી છે. એનાં બંધનો હું અત્યારેજ તોડીશ."

વિધવાના પોષાકમાં, અશ્રુપૂર્ણ ચક્ષુએ અને ચિંતા-તુર ચહેરે રાહ જોતી યશોધરા બેઠી હતી. ભગવાન્ બુદ્ધ

ત્યાં આવ્યા. સાત સાત વર્ષથી જેનો વિયોગ હતો તે, પીળાં વસ્ત્રો. પહેરેલા મહાપુરૂષના પવિત્ર ચહેરાના દૈવી તેજથી યશોધરા તો અંજાઇ જ ગઈ.

દુ:ખની એક મોટી હાય મારી તે ભગવાન્ બુદ્ધના ચરણોમાં પડી અને તેના અતિ પવિત્ર ચરણુની આસપાસ પોતાના પાતળા હાથ વીંટાળી ચોધાર આંસુએ રડવા લાગી. જ્યારે ભગવાન બુદ્ધે જોયું કે દુ:ખ અને આનંદજન્ય પ્રથમાવેશ શમી ગયો છે ત્યારે તેમણે ધીરેથી કહ્યું "બેઠી થા, યશોધરા અને સાંભળ. તને યાદ હશે કે જ્યારે એક વખત આપણે ભેગાં હતાં ત્યારે ભાવિ બુદ્ધના પત્નિ થવાની તને મહત્વાકાંક્ષા હતી? હવે જો, તે બુદ્ધ તારી પાસે આવ્યો છે. તારાં કર્મ પૂરાં થયાં છે અને હવે અનિર્વચનીય આનંદની તને પ્રાપ્તિ થશે."

"મને તમારી શિષ્યા કરી રાખો," યશોધરાએ નમન કરી કહ્યું, "મારા દુ:ખનો અંત આવ્યો છે અને મારૂં પહેલાનું દુ:ખપૂર્ણ હૃદય જાણે કોઈ દૈવી આનંદ અનુભવતું હોય એમ મને લાગે છે."

ભગવાન્ બુદ્ધે રાજા શુદ્ધોદનને અને યશોધરાને ધર્મોપદેશ કર્યો અને તેઓ તેનાં શિષ્ય થઈ રહ્યાં. પ્રજાપતિ અને યશોધરા એ બે તેની પ્રથમ સ્ત્રી શિષ્યાઓ થઈ.



# ૧૨

## રાહુલ

કપિલવસ્તુના પુરજનોને જ્યારે ખબર પડી કે તેઓના રાજા પણ પોતાના પુત્ર તથાગતના અનુયાયી શિષ્ય થયા છે, ત્યારે તેઓ પણ ભગવાન્ બુદ્ધનો ધર્મોપદેશ શ્રવણ કરવા લાગ્યા અને તેમના શિષ્ય થઈ રહ્યા. તેમનો ઓરમાન ભાઈ આનંદ અને પિત્રાઈ દેવદત્ત પણ ભગવાન બુદ્ધના શિષ્ય થયા. તત્વવેત્તા અનુરૂદ્ધ તેમજ હજામ ઉપાલી પણ તે જ સમયે તેના શિષ્ય થયા.

સાત દિવસ વીત્યા બાદ અત્યંત હર્ષ પામેલી યશોધરાએ તેના પુત્ર રાહુલને કહ્યું " પુત્ર, જા અને તે તેજસ્વી મુખાકૃતિવાળા પવિત્ર મુની, તારા પિતા પાસેથી તારો વારસો માગ. તેની પાસે અખુટ દોલતની ચાર ખાણો છે. તેમને જઇને કહેજે કે ' તમારા પુત્ર અને વારસ તરીકે તે ખાણોનો વારસો મને મળવો જોઇએ.' "

પોતાની માતાના કહેવાથી રાહુલ તથાગત પાસે ગયો અને ભગવાન્ બુદ્ધના મ્હોં સામું ચકિત નયને જોઈ રહ્યો. પછી અત્યંત ધીમે સાદે તે બોલ્યો " પિતા ". ભગવાન્ બુદ્ધે પોતાનું મ્હોં તેના તરફ ફેરવ્યું. રાહુલ ફરીથી બોલ્યો, " પિતા, મારી માતાએ મને મારો વારસો માગવા આપની પાસે મોકલ્યો છે. "

" પુત્ર " ભગવાન્ બુદ્ધે જવાબ આપ્યો " મારી પાસે સોનું-રૂપું નથી. પરંતુ, જો તારે આ દુનિયાના નહિ એવા અનુપમ ખજાના જોઈતા હોય તો હું તને ચાર પરમ સત્યો અને આર્ય અષ્ટાંગ માર્ગરૂપી ખજાના ખુશીથી આપું. પરંતુ, તારી ઉમર હજુ બહુ જ નાની છે. તું એ બધું જીવનમાં ઉતારવા સમર્થ છે ? "

" એ બધાનું પાલન કરવા હું શક્તિમાન છું " રાહુલે જવાબ આપ્યો " હું આપ બતાવો તે જ માર્ગે અનુસરીશ."

આથી રાહુલને પણ સંઘમાં દાખલ કરવામાં આવ્યો. રાજા શુદ્ધોદન પછી તેની ગાદીનો પાસેમાં પાસેનો વારસ હવે કોઇ ન હતો, તોપણ તે વૃદ્ધ રાજા ભગવાન્ બુદ્ધના જ ઉપદેશ પ્રમાણે વર્ત્યો અને તેના મૃત્યુ પછી તેનું રાજ્ય બીજાઓના હાથમાં ગયું.



## ૧૩

## જીતવન

આ દરમ્યાન, ભગવાન્ બુદ્ધે મોકલેલ સારીપુત્રની સાથે અનાથપિંડક તેના પિતાના નગરમાં આવી પહોંચ્યો હતો.

સંઘને અનુકુળ એક વાટિકાની તેઓએ શોધ કરા અને શ્રાવસ્તીના રાજપુત્ર જીતની વિહારવાટિકા તેમને પસંદ પડી. તેઓએ તે વાટિકા ખરીદી લેવાનો વિચાર કર્યો. પરંતુ રાજકુમારે તો કહ્યું કે "જો અનાથપિંડક એ આખી વાટિકાને સોના મહોર પાથરી ઢાંકી દે તો હું એ વેચું."

અનાથપિંડકે કુમારની માગણી પ્રમાણે એ વાટિકામાં સોનું પાથરવાની શરૂઆત કરી દીધી. પણ આટલું અઢળક ધન પણ ખરચીને એ વાટિકા ખરીદી લેવાનું કારણ જ્યારે કુમારે જાણ્યું ત્યારે તેણે કહ્યું "મારા મિત્ર, આ વન-વાટિકા ખરીદવાનું કારણ મેં જાણ્યું છે. હવે મારે એ ધન નથી જોઇતું. એ અલભ્ય લાભનો મને પણ ભાગીદાર થવા દે."

કુમાર અને અનાથપિંડક બન્નેએ મળી ત્યાં એક ભવ્ય વિહાર બંધાવ્યો, અને સારીપુત્ર સમક્ષ એ વનવાટિકા, સઘળી જમીન અને એ વિહાર સંઘને પ્રેમપૂર્વક અર્પણ કર્યું.

પછી તેઓએ ભગવાન્ બુદ્ધને ત્યાં આવવા આમંત્રણ

કર્યું, ભગવાન્ બુદ્ધ કપિલવસ્તુ છોડી પોતાના શિષ્યમંડળ સહિત ત્યાં આવી પહોંચ્યા અને તે સમયથી વર્ષાઋતુના ચાતુર્માસ તેઓ પોતાના શિષ્યોને ધર્મોપદેશ કરવામાં એ વિહારમાં જ ઘણુંખરૂં ગાળતા.

તે પ્રદેશના રાજા પ્રસેનજીતે પણ ભગવાન્ બુદ્ધનો ધર્મોપદેશ શ્રવણ કર્યો અને તે વખતથી તે ન્યાય અને નીતિપૂર્વક પ્રજા ઉપર શાસન કરવા લાગ્યો.



## ૧૪

# પરિ નિર્વાણ

દેશ પરદેશ ફરી ફરીને ૪૫ વર્ષ પર્યંત ભગવાન્ બુદ્ધે ધર્મોપદેશ કર્યો.

જ્યારે તેમનું અવતારકૃત્ય સંપૂર્ણ થયું અને જ્યારે તેમણે જોયું કે પોતાના ભિક્ષુઓ બુદ્ધધર્મ ઉપદેશી શકે તેવા સમર્થ થયા છે ત્યારે તેમણે પોતાના ભૌતિક શરીરનો ત્યાગ કરવાનો વિચાર કર્યો.

હિમાલય પાસેના શાલોદ્યાનમાં તે પોતાના અનેક શિષ્યો સહિત ગયા. પોતાનું પર્યટન હવે સંપૂર્ણ થયું છે એમ જાણી પોતાની શય્યા ત્યાં જ બિછાવી.

તેમણે અનેક શિષ્યો સાથે પોતાના પરમ ભકત અને સુશિષ્ય આનંદને પણ પોતાની પાસે બોલાવ્યો. ભગવાન્ બુદ્ધ પોતાના દેહનો ત્યાગ કરવાના છે એવું જાણવાથી આનંદનું હૃદય દુઃખભાર સહન કરી શકયું નહિ અને તેથી તે એકલો રડીરડીને હૈયું ખાલી કરવા એકાંતમાં ચાલ્યો ગયો હતો. ભગાવાન્ બુદ્ધ તેને પોતાની પાસે બોલાવ્યો, અને તેને અત્યંત દુઃખી થતો જોઈ બોલ્યા, " આનંદ, દુઃખી ન થા. સ્વભવાથી જ જગત્ તો નાશવંત છે. સત્ય જ માત્ર અમર છે. મેં મારૂં કર્તવ્ય સંપૂર્ણ કર્યું છે. આનંદ,

તેં પણ હમેશાં શુભ જ કર્યું છે. તારા દરેક પ્રયત્નમાં ખંતીલો થજે અને સત્ય માર્ગ જ અનુસરજે; તો તું પણ જીવનમુક્ત થઇશ.

"મેં જે સનાતન સત્યનો બોધ કર્યો છે તે જ સત્ય ફરીથી ઉપદેશવા થોડા વખતમાં બીજા બુદ્ધ આ પૃથ્વી ઉપર અવતરશે. મારા કરતાં પણ તેના સહસ્રગણા વધારે શિષ્યો થશે. તેમનું નામ મૈત્રેય હશે."

તે પ્રદેશમાં વસતા અનેક મનુષ્યો ભગવાન્ બુદ્ધનાં છેલ્લાં દર્શન કરવા આવ્યા. તેઓને પણ તથાગતે ધર્મોપદેશ કર્યો. સુભદ્ર નામનો એક વૃદ્ધ સાધુ પણ એ ઉપદેશ સાંભળવા આવ્યો હતો. તે ભગવાન્ બુદ્ધનો છેલ્લામાં છેલ્લો શિષ્ય થયો. ભગવાન્ બુદ્ધે સર્વને ઉદ્દેશીને પૂછ્યું "બુદ્ધ સંબંધે વા ધર્મના સત્ય તત્ત્વ સંબંધે તમારામાંના કોઇને કંઈ પણ શંકા છે ?" ત્યાં એકઠા થયેલામાંથી કોઇ બોલ્યું નહિ, તેથી આનંદે કહ્યું "પ્રભુ, કોઈને કશી પણ શંકા નથી."

"તમે બધા સનાતન સત્યને તેના સાચા સ્વરૂપમાં સમજ્યા છો ?" ભગવાન બુદ્ધે ફરીથી પૂછ્યું.

"હા, પ્રભુ" આનંદે ધીમે સ્વરે જવાબ વાળ્યો.

એક વખત ફરીથી ભગવાન્ બુદ્ધ બોલ્યા "હું ફરીથી

તમને ઉપદેશું છું. સઘળી વસ્તુઓ નાશવંત છે. માત્ર સત્ય જ અવિનાશી છે. તમે સહુ ખરા પ્રેમથી સત્યના જ આગ્રહી થજો."

પછી ભગવાન્ બુદ્ધ પરિનિર્વાણને પામ્યા.

તે સમયે એક મોટો ધરતીકંપ થયો. વીજળીના અનેકવિધ ચમકારા થયા અને એક ભયંકર મેઘગર્જના થઈ. શિષ્યોએ ભારે ઉત્સાહથી ભગવાન્ બુદ્ધના દેહની મરણક્રિયા કરી.

દહનક્રિયા સમાપ્ત થયા પછી દેવપુત્ર આખા સંઘને ઉદ્દેશી બોલ્યો "કલ્યાણદાતા ભગવાન્ બુદ્ધના ભૌતિક દેહનો તો આપણે નાશ કર્યો છે પરંતુ તેમણે પ્રબોધેલું સત્ય તો અવિનાશી અને અમર છે. આપણે હવે ભગવાન્ બુદ્ધે બોધેલાં ચાર સનાતન સત્યોનો અને ઉત્તમ અષ્ટાંગ માર્ગનો સંસારીઓને ઉપદેશ કરવાનો છે."

આર્યાવર્તની ચારે દિશાઓમાંથી મહારાજાઓના અનેક પ્રતિનિધિઓ આવી ભગવાન્ બુદ્ધના અવશેષ હાડકાં લઇ ગયા અને તેના ઉપર મોટાં મંદિરો બંધાવ્યાં.



# વિદ્યાર્થી

"વિદ્યાર્થી" નામના હસ્તલિખિત માસિકમાંના કેટલાક લેખોનો સંગ્રહ.

**દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન**